# વિનતિ.



કાવ્યને અંતે નામ હોય, એવા આ પુસ્તકમાં અગણોતેર કવિ છે. અનિશ્ચિત નામવાળા સોળ છે. બાકીનાં ગુજરાતી તેમ હિંદી કાવ્ય કવિના નામ વગર મળેલાં તે છે. એમાંનાં કેટલાંક મોઢે લખેલાં છે, એટલે મોઢે મળે તેની સાથે તે મેળવી લેવાની જરૂર છે, ને હસ્તલિખિત પ્રત મળે નહીં, ત્યાં સુધી તે ચોકસ કહેવાય નહીં. પુસ્તકને છેડે રાગની સાખી આપી છે, તે ભજન કરવા દરમ્યાન વપરાય છે, ને તેવાં મંડળને ઉપયોગી છે.

આવું પુસ્તક તૈયાર કરતી વખત સાધારણ નિયમ એવો ચાલે છે, કે પારકાની મહેનતે છપાયેલી નાની મોટી ચોપડીઓ વેચાતી લઈ તેમાંથી અમુક કાવ્ય પસંદ કરી લેવાં, ને છાપખાને છપાવા મોકલી દેવાં. એટલે સંગ્રહ કરવાની મહેનત નહીં, ને માત્ર પૈસાના જોરે કામ થાય. તેમ જન-સમુહ લોકપ્રિય બાબતોના પુસ્તકને જલદી ખરીદ કરી લે છે, એટલે પૈસા પણ જલદી પાછા મળી જાય છે, ને ઘણી વખત [illegible] પણ થાય છે.

સંગ્રહની એ રીત ઘણે અંશે નુકસાનકારક છે. જનસમુહને પરીક્ષા ન હોવી, એનો લાભ એમાં લેવાય છે, ને એમ બંને પક્ષે પોતાનું વળણ સુધારવાની જરૂર છે. આ સંગ્રહમાં એ રીતે કામ કીધું નથી, ને ઘણે ભાગે અપ્રસિદ્ધ કવિ ને તેવાં કાવ્ય આપવાનો નિશ્ચય રાખ્યો છે. અંતમા જનસમુહને એટલી વિનતિ છે, કે આ સંગ્રહની યોગ્ય પરીક્ષા કરવી.

સંગ્રહ કર્તા.

હરીલાલ હરીવલભ

# અનુક્રમણિકા.



## એક પદવાળાં.

### ગુજરાતી.

**રાગની સાખી. ૨૨૩**

પ્રભાત, મલ્હાર, ધન્યાશ્રી, કાન્હડો, કહાલેરો, સામેરી, મારૂ, કલ્યાણ, સોરઠ, કેદારો.



# એક કરતાં વધારે પદવાળાં.

## ગુજરાતી.

---

### હરપાળ.

#### હાલરૂ.

દેશાખ.

હરજીનેં હાલરૂ ગાઉં રે, ગોવિંદ નિર્મળ ગુણ તારા,
દશ અવતાર લીલાએ લીધા, દુર્જનને સંહાર્યા
તે ત્રિકમ તુજને સંભળાવુ, મોહન મૂર્તિમાન,
જે જે પરાક્રમ કેશવ તારા, એક મને દે કાન
હેમ હીરે જડયુ પારણુ, પોઢયા પરબ્રહ્મરાય,
હરખે હીચોળે માત જશોદા, ઉલટ અંગ ન માય
પ્રથમે માહાવ તે મીન થઇને, વાળ્યા ચારે વેદ;
સાયરમા સંખાસુર માર્યો, અકળ સ્વરૂપ અભેદ
બીજે કૌરમ તે બહુ નામી, પૃષ્ટ ધરાવ્યો મેર,
નાગને નેતરે સમુદ્ર વલોવ્યો, દધિ મંથન જેમ ફેર.
ત્રીજે વારાહ વેશ ધરીને, તે હણીયો હિરણ્યાક્ષ;
રસાતાળ જાતી ધરી રે, પૃથ્વી દેવ મુરાર.
ચોથે પાવક નૃસિંહ પ્રગટ્યા, સ્વામી સેવક કાજ,
હિરણ્યકશિપુની કાયા વિદારી, સેવકજન ઓદ્ધાર
પાચમે વામન વિપ્ર થઇને, જઇ જાચ્યો બળીરાય,
વચન છળી પાતાળે પઠવ્યો, ચાપ્યો પોતાને પાય

છઠ્ઠે ફરસરામ ફરસીધર, કઠણ કર્યાં તેં કામ;
પિતા વચન પ્રતિજ્ઞા પાળી, ક્ષત્રિય ફેડ્યો ઠામ.
સત્ય સ્વરૂપ સાતમે સ્વામી, દશરથનંદન રામ;
કુંભકર્ણ રાવણ રણ રોળ્યા, ત્રિભૂવન મેલ્યુ નામ.
આઠમે જદુકુળ રૂપ ધરીને, સ્વામી સેવક કાજ;
જાદવકુળ પ્રભાવ વધાર્યો, સુરપતિ કીધી સાર.
નવમે બુદ્ધ બળવંતા સ્વામી, ધરી બેઠા તમે ધ્યાન;
લેતા લીલાએ લક્ષ્મીવર, પ્રગટ રૂપ શ્રી કાન્હ.
દશમે કલંકી રૂપ ધરીને, મ્લેચ્છ કરો સંહાર;
એ લીલા લક્ષ્મીવર કેરી, ગાયે છે હરપાળ.

## મનોહરદાસ.

### ભવાનીનો છંદ.

ઓખા કહે શુણ માહેલી—એ રાહ.

પ્રથમે પૂજુ તે ગણપતિ દેવા, પ્રભુજીની દીન થઈને કરૂં સેવા.
માતા સરસ્વતીને અવગાઈએ, ગુણ જગદંબાના ગાઈએ
કાળિકાની મૂર્તિ કહીએ, દિન રાત તે દર્શન લઇએ.
સિંહાસન બેઠાં સોહે માતા, સોહે છત્ર ચંદરવા રાતા.
ચરણા ચોળી ને ચીર, કુમતડાં લટકે હીર.
પાયે નેપુરનો ઝમકાર, વીછુઆ અણુવટ સાર.
કેડે કટિમેખળા મણિ જડીયાં, કણુદોરા અનુપમ ઘડીયા.
ઉડે ચુઆ કસ્તુરી સુગંધ, રૂડા બાંહે બાજુબંધ.
હાથે વીંટી પ્હોંચીઆં ચળકે, ચુડા ચુડી ને કંકણ ખળકે.
ગળે ગજમોતી શણગાર, ચાંપાં મોગરડાંના હાર.
આઇનું ચીબુક અનુપમ સોહે, છુંદલડે ત્રિભૂવન મોહે
જીભ હોઠ પરવાળાની જ્યોત, બત્રીશી હીરા ઉદ્યોત.

કાળિકાને કાને ઝબુકે ઝાલ, માના ઝળહળતા ગોરા ગાલ.
નાસા સુંદર મોતીડાં લળકે, મેંથો ફુલી શેષફુલ ઝળકે.
ભ્રમર વાંકી બેઉ આંખડી, જેવી કમળ રાતી પાંખડી.
મધ્યે મધુકર વસીયા વાસ, તારા ઝગમગ જ્યોત પ્રકાશ.
આઇએ હસ્તકમળ પુષ્પ લીધા, નેત્રે બોલ અંજન કીધા.
લક્ષ્મીનુ લલવટ આંગળ ચાર, ત્રિપુરાના તેજ તણો નહીં પાર
શ્યામા સોળ કળા શશિ લીધો, કેશર ટીલી ચાંદલો કીધો.
માથે મુગટ ખીટળીઆળા કેશ, અંબા જોબન બાળી વેશ.
નિત્યે નૈવેદ્ય આરતી થાય, જોઇ પાતક દૂર પળાય
સેવક સહુ કો શોભા નિરખે, દાસ મનોહર હૈડે હરખે

## દુર્લભ.

### સવાયા.

મહે ભરી મહીઆરી ચાલી, માગ્ગડે ઉભો દાણી,
ગોપીનાં ગોરસડા દેખી, આવે છે ઉલટ આણી;
વાસલડી તો કરમા દિસે, વાત તમારી મેં જાણી,
દુર્લભના સ્વામી શામળીઆ, મુખે મધુરી છે વાણી
મીઠાબોલી મુખ બોલો છો, જાણ્યું કે જાવા દેશે,
ઘણા દિવસના દાણ ચઢ્યાં છે, મહી ગખ્યામાં માન જશે;
વિણુ માગ્યું આપોને વનિતા, હસવું બીજી હાણ થશે,
દુર્લભના સ્વામી શામળીઆ, મિથ્યા સહુને જાણ થશે
જાણ થશે જમુનાને તીરે, ત્યા તો તમને જાણે છે,
મધરાતે મથુરાંને મેલી, ગોકુળમા શીદ માણે છે ?
પાતળીઆ શું આળ કરે છે. પાલવ સાહીને તાણે છે ?
દુર્લભના સ્વામી શામળીઆ, જૂઠા વાદ વખાણે છે
જૂઠો છુ તે જગ જાણે છે, સાચાં વેણ અમારાં છે,
તું નારી દિસે ધુતારી, શીદ ફદીઆમાં ચાહે છે ?

કહું છું તે કાને નથી ધરતી, આવડું બળ કેમ આણે છે?
દુર્લભના સ્વામી શામળીઆ, નામ હરિનાં ન્યારાં છે.
નામ હરિનાં જે કોઈ લેશે, કાળજડાં તેનાં ઠરશે,
અબળા નારી મન રૂંધ્યાં છે, કોમળ હૈડાં કેમ ઠરશે?
કઠણ રૂદીઆં છે તમારા, અબળા ક્યાંથી ઉગરશે?
દુર્લભના સ્વામી શામળીઆ, સર્વ સખીને મ્રેહ વસે
મ્રેહ ભરી વનિતા તું બોલે, આ વાટે વિવાદ પડ્યો,
વૃંદાવનની કુંજગલીમાં, મેં રોકયો છે મારગડો;
ગુણ સાહેલી સુરતા રાખો, જમુના તીરે થાય ઝગડો,
દુર્લભના સ્વામી શામળીઆ, નહીં મેલું તુજ પાલવડો.
પાલવડો મેલો પાતળીઆ, અમ પર આવડો શો ચાળો?
એકલડી દેખી અલબેલા, જાણે તો લીજે ઝાડો;
જુગત તમારી સર્વે જાણી, રાત નથી પણ છે દહાડો,
દુર્લભના સ્વામી શામળીઆ, તમથી આંક વળ્યો આડો.
આડી નારી તું દિસે છે, ઢંગ વિનાની ધુતારી.
આપો ગોપી દાણુ અમારાં, નહીંતર લેશું ઉતારી;
મહી ઢોળી મટુકી ફોડું, ગોકુળ ગામની તું નારી,
દુર્લભના સ્વામી શામળીઆ, જુઓ રૂદેમાં વિચારી.
જોઇ વિચારી તું શામળીઆ, અમ સરખાંને આળ કરે,
નંદજીને ઘેર નવલખ ગાયો, તે ચારીને પેટ ભરે;
ઉછેરીને મોટો કીધો, તે ગુણ ગાઇ ખોટી કરે,
દુર્લભના સ્વામી શામળીઆ, પરનારીને પરહરે.
પરનારી પડદામાં રહેતી, તું મોટાની બાળકડી,
ઓછી જાત આહીરની છોડી, તું તારે ઘેર લાડકડી;
તારૂં કુળ તો તેં અજવાળ્યું, દાણુ ચોરે દહાડી દહાડી,
દુર્લભના સ્વામી શામળીઆ, જીવણ બોલે બળ કાઢી.
શું બળ હતું ત્યારે નાસી છૂટ્યો, મથુરાંમાંથી મધરાતે,

એક માતાનાં સાત બાળ હણીયાં, આવડું બળ હતું જાતે;
તે દહાડા વિસારી મેલ્યા, પાલવડે ના લોભાતે,
દુર્લભના સ્વામી શામળીઆ, કંસ કને જાઉં ફરીઆદે.
કંસ થકી કો બીજો બળીઓ, તે આગળ જઇ અર્જ કરો,
શુણો દિવાની દાણ ચુકાવો, ઘડી ઘડીના દામ ભરો;
થોડાબોલી થોક બાંધે છે, આવડાં ડહાપણ ઘેર કરો,
દુર્લભના સ્વામી શામળીઆ, આ વેણુથી નહીં ઊગરો.
અડકીશ નહીં અલબેલા વહાલા, વાર વાર તે શું કહીએ?
કામિની ઉપર કર નાંખે છે, ઢોળાશે મારાં મહીએ;
રાજા કંસની આણુ ન માને, આ ગોકુળમાં કેમ રહીએ?
દુર્લભના સ્વામી શામળીઆ, કેર કર્યો નંદને છેએ
વાંકાબોલી વેણુ કાઢે છે, વઢવાનું તો જોર ઘણું,
મટુકી તો ફોડું મહીઆરી, ત્યારે દાણુના દુપટ ગણું;
સાત બાળ હણીયાં જે કંસે, તે નરને હું હાથે હણું,
દુર્લભના સ્વામી શામળીઆ, પલપલનું લેઉં બમણું
મારગડો મેલો મોહનજી, એ શી કાંકરડી નાખો છો?
મહી તમારાં માટ અમારા, પછી કહો શું માગો છો?
જે જોઇએ તે લીઓ મુરારિ, લાજ અમારી રાખો છો,
દુર્લભના સ્વામી શામળીઆ, પ્રીત કરી પ્યારી ભાખો છો
પ્રીત કરો તો રાસે રમીએ, રંગીલા રણછોડ છે,
આ શી રજની રંગભરેલી, કામિની મન કિશોર છે;
જગમા જોડું સરખું દિસે, કુમકુમની તો રોળ છે,
કર જોડીને કહે દુર્લભરામ, સવાયાનો શોર છે.

---

હરિભજન વિના—રાહ.

રંગના ભીના રે લાલ, અજવાળી રજની રે કયાં રમી આવ્યા? રં૦
તમે મોતનમાળા કયા મૂકી આવ્યા, તમે કોટ ભરી કંઠીઓ લાવ્યા,
તમે મુગટ મૂકીને ચુંદડીએ છાયા, રં૦

કહું છું તે કાને નથી ધરતી, આવડું બળ કેમ આણે છે?
દુર્લભના સ્વામી શામળીઆ, નામ હરિનાં ન્યારાં છે.
નામ હરિનાં જે કોઈ લેશે, કાળજડાં તેનાં ઠરશે,
અબળા નારી મન રૂંધ્યાં છે, કોમળ હૈડાં કેમ ઠરશે?
કઠણ રૂદીઆં છે તમારાં, અબળા ક્યાંથી ઉગરશે?
દુર્લભના સ્વામી શામળીઆ, સર્વ સખીને સ્નેહ વસે.
સ્નેહ ભરી વનિતા તું બોલે, આ વાટે વિવાદ પડ્યો,
વૃંદાવનની કુંજગલીમાં, મેં રોક્યો છે મારગડો;
શુણ સાહેલી સુરતા રાખો, જમુના તીરે થાય ઝગડો,
દુર્લભના સ્વામી શામળીઆ, નહીં મેલું તુજ પાલવડો.
પાલવડો મેલો પાતળીઆ, અમ પર આવડો શો ચાળો?
એકલડી દેખી અલબેલા, જાણે તો લીજે ઝાડો;
જુગત તમારી સર્વે જાણી, રાત નથી પણ છે દહાડો,
દુર્લભના સ્વામી શામળીઆ, તમથી આંક વળ્યો આડો.
આડી નારી તું દિસે છે, ઢંગ વિનાની ધુતારી.
આપો ગોપી દાણ અમારાં, નહીંતર લેશું ઉતારી;
મહી ઢોળી મટુકી ફોડું, ગોકુળ ગામની તું નારી,
દુર્લભના સ્વામી શામળીઆ, જુઓ રૂદેમાં વિચારી.
જોઇ વિચારી તું શામળીઆ, અમ સરખાંને આળ કરે,
નંદજીને ઘેર નવલખ ગાયો, તે ચારીને પેટ ભરે;
ઉછેરીને મોટો કીધો, તે ગુણ ગાઇ ખોટી કરે,
દુર્લભના સ્વામી શામળીઆ, પરનારીને પરહરે.
પરનારી પડદામાં રહેતી, તું મોટાની આળકડી,
ઓછી જાત આહીરની છોડી, તું તારે ઘેર લાડકડી;
તારૂં કુળ તો તેં અજવાળ્યું, દાણ ચોરે દહાડી દહાડી,
દુર્લભના સ્વામી શામળીઆ, જીવણ બોલે બળ કાઢી.
શું બળ હતું ત્યારે નાસી છૂટ્યો, મથુરાંમાંથી મધરાતે,

એક માતાનાં સાત બાળ હણીયાં, આવડું બળ હતું જાતે;
તે દહાડા વિસારી મેલ્યા, પાલવડે ના લોભાતે,
દુર્લભના સ્વામી શામળીઆ, કંસ કને જાઉં ફરીઆદે.
કંસ થકી કો બીજો બળીઓ, તે આગળ જઇ અર્જ કરો,
શુણો દિવાની દાણ ચુકાવો, ઘડી ઘડીના દામ ભરો;
થોડાબોલી થોક બાંધે છે, આવડાં ડહાપણ ઘેર કરો,
દુર્લભના સ્વામી શામળીઆ, આ વેણથી નહીં ઊગરો.
અડકીશ નહીં અલબેલા વહાલા, વાર વાર તે શું કહીએ ?
કામિની ઉપર કર નાંખે છે, ઢોળાશે મારાં મહીએ;
રાજા કંસની આણ ન માને, આ ગોકુળમાં કેમ રહીએ ?
દુર્લભના સ્વામી શામળીઆ, કેર કર્યો નંદને છૈએ.
વાંકાબોલી વેણ કાઢે છે, વઢવાનું તો જોર ઘણું,
મટુકી તો ફોડું મહીઆરી, ત્યારે દાણના દુપટ ગણું;
સાત બાળ હણીયાં જે કંસે, તે નરને હું હાથે હણું,
દુર્લભના સ્વામી શામળીઆ, પલપલનું લેઉં બમણું
મારગડો મેલો મોહનજી, એ શી કાંકરડી નાખો છો ?
મહી તમારાં માટ અમારા, પછી કહો શું માગો છો ?
જે જોઇએ તે લીઓ મુરારિ, લાજ અમારી રાખો છો,
દુર્લભના સ્વામી શામળીઆ, પ્રીત કરી પ્યારી ભાખો છો.
પ્રીત કરો તો રાસે રમીએ, રંગીલા રણછોડ છે,
આ શી રજની રંગભરેલી, કામિની મન કિશોર છે;
જગમાં જોડું સરખું દિસે, કુમકુમની તો રોળ છે,
કર જોડીને કહે દુર્લભરામ, સવાયાનો શોર છે.

---

હરિભજન વિના—રાહ.

રંગના ભીના રે લાલ, અજવાળી રજની રે ક્યાં રમી આવ્યા ? રં૦
તમે મોતનમાળા કયા મૂકી આવ્યા, તમે કોટ ભરી કંઠીઓ લાવ્યા,
તમે મુગટ મૂકીને ચુંદડીએ છાયા, રં૦

તમે કુબજામાં પ્રભુ શું મોહ્યા ? તમે સાચા હતા પણ જૂઠા જોયા,
અમને મહાવનમાં મૂકીને જાવા, ર૦
મને એકલડીને અળશું લાગે, મારા નાથ વિના રજની દાઝે,
મારા જોબનની જ્વાળા લાગે, ર૦
મેં તો પ્રીત કરી હતી પ્રગટ થાવા, મેં નવ જાણ્યું અવગુણ આવા,
મને મહાવનમાં મૂકી મ્હાવા ! ર૦
તમે અધર તણા રસ રંગ લીધા, મારી ચોરી તણા ચૂરા કીધા,
માનીતીને મ્હેલે ગયા સીધા, ર૦
દુર્લભના સ્વામી તમે છો પ્યારા, તમને ઘડી એક નવ મુકું ન્યારા,
મારા હૃદયકમળમાં વસનારા, ર૦

---

જેણે ભજ્યા જદુરાયા, નર એ જ કમાયા. જે૦
ભજન તણાં જેણે ભૂવન બનાવ્યાં, પુણ્યના નાખ્યા પાયા; ન૦
પાપનું નામ શુણી વળ્યા પાછા, ધર્મનાકામમાં ધાયા; ન૦
પૂરણ બ્રહ્મ સકળ એ જ ભાસે, સંશય સર્વ સમાયા; ન૦
દુર્લભ કહે હરિદાસને દેખી, લળી લળી લાગ્યા પાયા; ન૦

## પ્રાગ.

### પંદર તિથિ.

ઓધવજી અમને તજીને જીવણજી કેમ ગયા ?
અમે રોતાં રહ્યાં અબળા નાર રે; મનમાં તો માનિનીને પીડ છે,
કોણ કરશે વ્હાલાજી વિના વિહાર રે ? ઓ૦
પડવે પરણ્યા પિયુને પરહર્યા, બાંધ્યો નંદના નાનડીઆસું સ્નેહ રે;
એણે દુઃખે દેહ અમારી દુબળી, અમને દીધો છબીલાએ છેહ રે: ઓ૦
બીજે બાળક મેલ્યાં ધાવતાં, ગોરસ ઘુમતાં મેલ્યાં મહીમાટ રે;
નંદજી નયણે નિદ્રા તજી ગયા, ઘણું જુએ જશોદાજી વાટ રે: ઓ૦

ત્રીજે તારૂણી ઘણું ટળવળે, જેમ ઓછા ઉદકમાં મીન રે;
રોતાં રજની દિવસ વહી ગયા, મોહન વિના નહીં સુખ ચેન રે: ઓ૦
ચોથે ચટપટી મારા ચિત્તમાં, નહીં ત્રિકમ વિના તન રે;
ઘરમાં ગિરિધર વિના ઘેલડાં, લાગે વિખ સરખાં ભોજન રે: ઓ૦
પાંચમે પાપી મારો પ્રાણીઓ, શા સુખે રહ્યો ઘટમાંહિ રે ?
જાદવજી જાતાં સર્વસ્વ ગયું, અમારે ઉગરવાનું નથી કાંઈ રે: ઓ૦
છઠ્ઠે છત્ર રથ પાલખી પામીયા, રાય મામાજીનું રાજ રે;
વેશે કુબજા કોડામણી ઘણી, લાગે આહીરડાંમાં લાજ રે: ઓ૦
સાતમે સઘળી બુદ્ધ મારી ગઈ, અમે રોતાં રહ્યાં અબળા નાર રે,
પાલવ ઝાડીને પછાડીયાં, હવે વળી ગયો આડો આંક રે: ઓ૦
આઠમે અગ્નિ મારા અંગમા, તેમાં તાલાવેલી થાય રે;
શૂળી સમાનું સુખ સેજનું, ટળવળતાં વહાણેલા વાય રે: ઓ૦
નોમે નવ લહ્યું આવડું, નહીંતર શાને કરતે સંગ રે ?
વણ પ્રીછયે પડ્યાં અમે પાશમાં, હવે પસ્તાઇ ચિત્ત થયાં ભંગ રે: ઓ૦
દશમે દાઝણી શી રીતે કહું, અમે રહ્યાં અબળા રોઇ રે;
ધુતારો ધુતી મથુરાં જઇ રહ્યો, એવાં કૂડા ન કરશો કોઇ રે: ઓ૦
એકાદશીએ કાયા કસી, સૂકયાં હૈયા કેરાં હીર રે;
સંદેશે સહીઅર શોભે નહીં, ન હોય અમૃત સરખાં નીર રે: ઓ૦
બારશે બળતાં અમે બોલીયા, તેનું મનમા ન ધરશો દુઃખ રે,
કહો કેમ કમળ જીવે જળ વિનાં ? ન હોયે ચંદ્ર ચકોરથી વિમુખ રે: ઓ૦
તેરશે પાળી અમને પોપીયાં, હવે સુકાવી કીધા સાલ રે;
પાવક વિના અમે પરજળ્યાં, હેતે હરિ વિના બેહાલ રે: ઓ૦
ચૌદશે ચતુર વર છો ચિત્તમાં, રહેતા મથુરાના મારગ જોઇ રે,
અખંડ ધારા વરસે આંસુડાં, પાકી પાંપણુ લોચન લોહી રે: ઓ૦
પુનમે પૂર્ણાનંદને પ્રીછતાં, જઇ જરૂર કરજો જાણુ રે;
પ્રાગના પ્રભુ પધારજો, નહીંતર પ્રમદા તજશે પ્રાણુ રે: ઓ૦

## ગેબનાથ.

### પદર તિથિ.

અમને વિશ્વાસ છે જેહનો, તું કરે રે તપાસ,
દેવ ના જાણીશ દૂર છે, એ પ્રભુ તારે પાસ;
ગુરૂગમ લઇને ગોતીએ, શોધીને ધરીએ સાર,
હરિજન ક્ષમા ખાંતે કરી, પછી પામીએ ભવ પાર. ટેક૦
પડવે પિંડ પરપોટડો, ઉપન્યો તે અલપાય,
તે માટે તુજને કહું, હરખે હરિગુણ ગાય;
સંત સમાગમ કીજીએ, લીજીએ વિવેક વિચાર, હ૦
બીજે અંકુરે બહુ ફર્યું, વૈરાટ રૂપી વૃક્ષ,
સ્થાવર જંગમ જલ થલ, જીવ ચોરાશી લક્ષ;
ફરતાં ફરતાં આવીયો, ઉત્તમ મનુષ્ય અવતાર, હ૦
ત્રીજે અવસ્થા તાહરી, કંપવા લાગે કાય,
જોબન જૂઠા સ્નેહસું, મોહ મમત તુને વાહાય;
કાયા માયા કારમી, વણસતાં લાગે ન વાર, હ૦
ચોથે ચારે વેદનું, હારદ આવે હાંથ,
કહેવા ગ્રહવા કાંઈ નથી, નથી જાત અજાત;
એક અખંડિત આતમા, નિશ્ચય કરો નિર્ધાર, હ૦
પાંચ મળી પિંડ ઉપન્યો, જેમ જમાવ્યો બરાસ,
આદિ અંત નામ રૂપ નહીં, સર્વનો એમ સમાસ;
જેમ તરંગ જળ ઉપજે, અનંત અનંત અપાર, હ૦
છઠે મા જાણીશ માહરૂં, તાહરી રે નથી કાય,
સંજોગે સહુ આવીયું, વિજોગે સહુ જાય;
અનંત જુગ તેને વહી ગયા, વણસતાં વારંવાર, હ૦
સાતમે જ્ઞાન જ ગોતીએ, આતમા એક અખંડ,
પ્રકૃતિ બુદ્ધિને પરહરો, વ્યાપક પિંડ બ્રહ્માંડ;
સૂત્ર મણિ એક આતમા, સર્વ સિદ્ધાંતનો સાર, હ૦

આઠમે કોઈ સ્થિર નહીં, સર્વ વટાઉ જાણ,
મારૂં મારૂં શું કરો, મૂકો મનની તાણ;
ઘર થકી ધાઇએ ધર્મને, કર્મ લેશ નિવાર, હ૦
નમીએ આતમ દેવને, સેવીએ શિરોમણ સાર,
અનુભવ ગુરૂને આરાધીએ, વાણી વેદ વિચાર;
મત પાખંડ મેલ પરૂં, ગુરૂ ચર્ણે ચિત્ત ધાર, હ૦
દશે દિશાએ પૂરી રહ્યો, પોતે પૂરણ બ્રહ્મ,
ઠામ ન ઠાલો હરિ વિના, મહાજન જાણે મર્મ;
જ્યાં જેવો ત્યાં તેવો થઇ રહ્યો, અનંત મૂર્તિ અપાર, હ૦
એકાદશે એમ વર્તવું, શબ્દ વિમાસો આપ,
જીવ શિવ સાંસો ટળ્યો, મારો મુજમાં થાપ;
વાણી ન પહોંચે વેગળી, ભજવું બાવન બહાર, હ૦
દ્વાદશ આંગલે આપમા, શોધી જુએ કોઈ સંત,
ખટ ચક્ર ભેદીને જુએ, તે ત્યાંહિ પામે તંત;
ગગન ગર્જે વિજ ચમકે, વરસે અમૃત ધાર, હ૦
તે રસ પીએ કોઇ પ્રેમસુ, શૂરા સંત સધીર,
ગંગા જમુના સરસ્વતી, હંસ ત્રિવેણી તીર,
ઝગમગ જ્યોતિ જળહળે, ટળે તિમિર અંધાર, હ૦
ચૌદશે ચહુદિશ મન ફરે, તુ દઢ કરીને જોય,
ગગન ઝરૂખે ગોખમા, સાહેબ બેઠા સોહાય;
નામ રૂપ જેને નહીં, વાણી રહિત વિચાર, હ૦
પુનમ પ્રસિદ્ધ તેને, જેને રૂદે રઘુનાથ,
મન કર્મ વચન વિલસી રહ્યું, મન સદગુરૂને પાસ;
આનંદ ભાવે હરિ ભજે, તજે દેહ વિકાર, હ૦
ગેબનાથ કહે ગુરૂ ભેટીયા, ઉપન્યો અંગ આનંદ,
સર્વ સભાજન સાંભળો, બોલો શ્રી ગોવિંદ;
સોળે તિથિ ગાઇ, સમજી ગ્રહજો સાર, હ૦

# રાજારામ.

## સતી આખ્યાન.

ગરબો.

સતીમા જો રે થયાં,
ખેડાવાળની નાતમાં રે, માણુકબાઈ સતી થયાં; } ટેક૦
અંગ્રેજના રાજમાં રે, માન ભલેરાં રહ્યાં.
સરસત શ્યામને વિનવું, ગણુપત લાગું પાય રે;
સતી તણું વર્ણન કરૂં છું, જશ આપોની માય: સ૦
સંવત અઢાર ચોસઠના સાલમાં, ઉત્તમ માસ આખાડ રે;
શુકલ પક્ષ અજવાળીઆમાં, પાંચમ ને બુદ્ધવાર: સ૦
સૈયદપરામાં ચોકી આગળ, બ્રાહ્મણુ ખેડાવાળ રે;
ચતુર્ભુજ દવેજી કહીએ, તેહ તણી એ નાર: સ૦
જેઠ વદી દશમને દહાડે, બેઠાં માણુસ બહુ રે;
પોતે સુખથી બોલીયાં, સાંભળો ઘરનાં સહુ: સ૦
આજ થકી અગીઆરમે દિવસે, દિસે વહુનો નાશ રે;
એવું કહીને ઓચર્યાં જે, થાવાનું નિર્ધારઃ સ૦
વડીલ સુખથી બોલીયાં જે, એ શું બોલ્યાં બોલ રે?
તમ પહેલાં અમે જઇએ તો, અમારૂં મોટું તોલ: સ૦
પુત્ર પોતાનો બોલીયો, એ શું બોલ્યાં માત રે?
સાથ સહુ તો સાજે સમો છે, એ શું બોલ્યાં વાત? સ૦
માતા સુખથી બોલીયાં જે, સાંભળ પુત્ર જ વાત રે;
આજ થકી અગીયારમે દિવસે, માત પિતાનો કાળ: સ૦
એમ કરતાં દિન નિર્ગમ્યો, હવો પ્રાત:કાળ રે;
પોતે નહાવાને ગયાં, ઘેર સ્વામીને આવ્યો તાવ: સ૦
એકાદશી વ્રત નિર્ગમ્યું, દ્વાદશીને દિન રે;
બ્રાહ્મણુને ભોજન કરાવ્યાં, બીડાં આપ્યાં હાથ: સ૦

બ્રાહ્મણનાં પૂજન કરીને, દક્ષણા આપી હાથ રે;
બ્રાહ્મણને વિદાય કરીને, આવ્યાં સ્વામીની પાસ: સ૦
દ્વાદશીથી નિયમ જ લીધો, તજ્યા અન્ન ને જળ રે;
જ્યારે સ્વામી ભોજન કરશે, ત્યારે લઇશું અન્ન: સ૦
એમ કરતાં દિન નિર્ગમ્યો, આવ્યો ચોથો દિન રે;
દિવસ ઘટિકા છ ચઢ્યો, તેડાવ્યો ભૂખણ ગોર: સ૦
ગોર ભૂખણજી આવીયો, ને કહ્યો સમાચાર રે;
પુણ્યોસતી પિતાને કરાવી, તે બોલ્યો છે બાળ: સ૦
વેદપુરૂષ ત્યા આવીયો, કરાવ્યું છે પુણ્ય રે;
બ્રાહ્મણને દાન અપાવીયા, પુરાવ્યાં ગૌદાન: સ૦
સહુ સહુને ઘેર ગયા, રાત પડી છે સાર રે;
મધ્યરાતના ચોઘડીઆએ, પ્રાણ ગયા નિર્ધાર: સ૦
તેહ સમે ત્યા પુત્ર જ બેઠો, બોલ્યાં છે એમ માત રે;
પિતા તારાના પ્રાણ ગયા ને, અમે બળીશુ સાથ: સ૦
સગા સંબધી બોલીયાં, એ શું કાઢી વાત રે ?
તમે કહેશો જે અમે બળીશું, એ નહીં થાશે વાત: સ૦
તેણે સમે માતા બોલ્યા, સાભળ ભૂખણ વાત રે;
મારો વૈજનાથ તારે ખોળે છે, તમો બન્ને છો ભ્રાત: સ૦
તેણે સમે ત્યા ભૂખણજી, માને લાગ્યો પાય રે;
સતી તણું તમે સત્ય દેખાડો, સત્ય તણો મહિમાય: સ૦
અંગ્રેજ સામે માતાજીએ કાઢ્યા ફ્રેફળ સાર રે;
કુમકુમ કેરો ઢગલો કરીને, શ્રીફળ આપ્યા હાથ: સ૦
સગાં સંબધી એમ કરી કહે જે, માતા રાધો ખીર રે;
હાથ વતી હલાવી કરીને, સહુને આપી ધીર: સ૦
માતા ત્યાંથી ઉઠીયાં ને, ઓરડામાં તે જાય રે;
સગાંએ શીખવી કરીને, દેવાડ્યા છે દ્વાર: સ૦

બારણાં એમનાં એમ રહ્યાં, માતા આવ્યાં બહાર રે;
સહુ જોઈને અચરજ થયાં, માને લાગ્યાં પાય: સ૦
એવાં પારખાં દીઠાં ઘણાં, માજી બોલ્યાં સાર રે;
કાલ બપોરે જળકુંડાનો, જોજો એ મહિમાય: સ૦
એમ કરંતાં રજની વીતી, હવો પ્રાતઃકાળ રે;
પોતીકા ઘરનો ભડીઆરો, લખમીદત્ત કહેવાય: સ૦
રૂઘનાથપરૂં વઢા શેરી, ઠાકોર મયારામ રે;
તેને તેડવા મોકલ્યો, જે લખમીદત્ત કહેવાય: સ૦
પોતે મયારામ આવીયો, માને લાગ્યો પાય રે;
માતાજી જે આજ્ઞા કરો, તે કરીએ ઉપાય સ૦
મયારામને સોંપણુ કરી છે, પોતીકો જે બાળ રે;
માજી મુખથી બોલીયાં જે, એની કરજો સંભાળ: સ૦
નાતમાં તેડાં કર્યાં, બ્રાહ્મણ આવ્યા દ્વાર રે;
માને પગે લાગીયા ને, સત્ય દીઠું અપાર: સ૦
નાતના બ્રાહ્મણ કહીએ, દહાડા રહ્યા ચાર રે;
માની પાસે બેસી કરીને, કંઇ પૂછે છે વાત: સ૦
માજી મુખથી બોલીયાં, એ શી પૂછો વાત રે;
પુરમાં ન રહેવાય અમારે, શીદ લગાડો વાર? સ૦
શુકલજી ત્યાં આવીયા, પ્રેમદત્ત કહેવાય રે;
સાથે બે વિદ્યાર્થી, માને લાગ્યા પાય: સ૦
માજી ત્યાંથી ઉઠીયાં, ચાલ્યાં વાડા બહાર રે;
જઇ કરી નહાવાને બેઠાં, સ્નાન કર્યું નિર્ધાર: સ૦
પીળાં વસ્ત્ર પહેરીયાં, પીળી ચોળી સાર રે;
કેશ તણી લટો છૂટી છે, કાઢી કુમકુમ આડ: સ૦
કોટમાં કાળીગાંઠી, ગળે પુષ્પનો હાર રે;
નાકે વાળી શોભતી, તેજ તણો નહીં પાર: સ૦

માતાએ પૂજન લીધું છે, આવ્યાં સ્વામીની પાસ રે,
સ્વામીનું પૂજન કરીને, ધૂપ દીપ ત્યાં થાય: સ૦
માતા મુખથી બોલીયાં, ગોરણી તેડાવી ચાર રે;
ચારને પીઅળ કરીને, ચોખા ચોડયા સાર: સ૦
સુપડાં ચાર મગાવી કરીને, માહી મેલ્યો શણગાર રે;
કપડાં માહે મૂકી કરીને, આપ્યા તેને હાથ: સ૦
ગોરણીની વિદાય કરીને, માતા આવ્યાં બહાર રે,
સહુકોને દર્શન આપ્યાં, તેજ તણો નહીં પાર: સ૦
ચોકીના ત્યાં માણુસ આવ્યા, બેઠા છે તે દ્વાર રે,
રજા લાવીને પછી જજો, એ બોલ્યા નિર્ધાર: સ૦
સગા સબંધી સર્વ મળીને, અદાલતમાં જાય રે,
બુચર સાહેબને સલામ કરી કે, આજ્ઞા આપો આજ: સ૦
બુચર સાહેબ બોલીયા, રેસીડટ કહેવાય રે,
તે બન્ને મનસુબો કર્યો કે, આજ્ઞા નહીં અપાય: સ૦
બ્રાહ્મણ પાછા આવીયા, માતા કેરી પાસ રે;
અદાલતથી ના કહી હવે, શો કરવો ઉપાય? સ૦
માતા મુખથી બોલીયાં, સાંભળ તું વૈજનાથ રે;
શાસ્ત્રી પાસે જઇ કરીને, તરત લાવો રજાય: સ૦
બાળાએ તો એમજ કહ્યુ, સાંભળ તું વૈજનાથ રે;
અદાલત તો અમે જઈએ, તમે આવોની સાથ: સ૦
બાબા ત્યાંથી ચાલીયા, આવ્યા છે દરબાર: રે,
અમાનીને વાત કહી એ, કામ કરવું નિર્ધાર: સ૦
બ્રાહ્મણ પાછા જઇ કરીને, કીધી છે સલામ રે;
બુચર સાહેબ એમ બોલીયા, તુમ ફિરકર આવો આજ: સ૦
બ્રાહ્મણ સઘળા બોલીયા, સાંભળ સાહેબ વાત રે;
અસલ થકી જે ચાલ્યું હોય તે, જુઓ શાસ્ત્રમાં વાત: સ૦

ખુચર સાહેબ બોલીયા, સાંભળ શાસ્ત્રી વાત રે;
અસલ થકી જે ચાલ્યું હોય તે, સાચી કહોની વાતઃ સ૦
શાસ્ત્રી વળતા બોલીયા, સાંભળ સાહેબ વાત રે;
નવાબ સાહેબના રાજની, કાંઈ પુછાવોની વાતઃ સ૦
ખુચર સાહેબે બોલાવીયો, સૈયદ ચોપદાર રે;
નવાબ સાહેબની પાસે જઇને, જવાબ લાવો નિર્ધારઃ સ૦
ત્યાંથી ચોપદાર ચાલીયો,: આવ્યો નવાબની પાસ રે;
સીનોર સાહેબે સલામ કહાવી છે, કહોની સતીની વાતઃ સ૦
નવાબ સાહેબ બોલીયા, એ તો સાચી વાત રે;
જાઓ સાહેબને સલામ કરી કહેજો, રજા આપોની આજઃ સ૦
નવાબ સાહેબ બોલીયા, સાંભળ સૈયદ વાત રે,
હમારી સલામ જાકર કહીયો, એ છે સાચી વાતઃ સ૦
સૈયદ ત્યાંથી આવીયો, ખુચર કેરી પાસ રે;
નવાબ સાહેબે સલામ કહાવી છે, પેલી ખરી છે વાતઃ સ૦
ખુચર સાહેબે બોલીવીયા, બ્રાહ્મણ તેડ્યા પાસ રે;
ત્યારે સતીને હુકમ આપ્યો, માણુસ મોકલ્યાં સાથઃ સ૦
શાસ્રી અમાની સાથે આવ્યા, સતી કેરે દ્વાર રે;
સરકારનો હુકમ થયો છે, શાને લગાડો વાર? સ૦
માતા ત્યાંથી ઉઠીયાં, સાસુ પાસે જાય રે;
વૈજનાથને સાદ કરીને, કુંચી આપી હાથઃ સ૦
પુત્ર પોતાનો બોલીયો, સાંભળ માતા વાત રે;
તમે તો મારગ લાગ્યાં, મુને સુઝે નહીં લગારઃ સ૦
ઘરમાં તો ગમતું નથી, મંદિર ખાવા ધાય રે;
બહાર થકી હું આવતો ત્યારે, પૂછીને કરતો વાતઃ સ૦
એવું કહીને રૂદન કરે છે, પોતીકો જે બાળ રે;
ધીરજ આપીને છાનો રાખ્યો, માથે મૂક્યો હાથઃ સ૦

નાનાં મોટાં સહુ મળીને, સતીને જોવા જાય રે;
બારણે તો બપોર થયા છે, કાંઇ આકુળ વ્યાકુળ થાય: સ૦
માણસ સહુ ભૂખ્યાં થયાં, છોકરાં રોવા લાગે રે;
રેવડી ચણા અપાવી કરીને, છોકરાં રોતાં રાખે: સ૦
એણી પેરે લોક જોવા મળ્યા, વરણ મળી અઢાર રે;
તેમાં હુલકાં પડવા લાગ્યાં, એ સતી આવી એમ થાય: સ૦
દુકાન ઓટલા સહુ ભરાયા, ઉભા થોકે થોક રે;
સૈયદપરાની ચોકીથી તે, અશ્વિનીકુમાર લગી લોક: સ૦
સામાન સર્વે સજ કરીને, પોતે થયાં તૈયાર રે;
માથે મોડીઓ ઘાલીયો, કોટે કપુરનો હાર: સ૦
પુત્રે પિતાને બાંધ જ દીધી, નિકળ્યાં સર્વે બહાર રે;
એક હાથે ઠાઠડી ઝાલી, બીજે શ્રીફળ હાથ: સ૦
આગળ તો રણશિંગાં વાગે, ઢોલ શરણાઇના નાદ રે;
સાથે સિપાઇ ચાલતા, બ્રાહ્મણનો નહીં પાર: સ૦
આગળથી માણસ મોકલ્યાં, મઢુલી કરી તૈયાર રે;
ત્યાં તો સહુ વાટ જુએ કે, શો થયો ઉત્પાત ? સ૦
માતા ત્યાંથી ચાલીયાં ને, આવ્યાં ટુકી માય રે;
સહુકોને દર્શન આપ્યાં, જે અંબે કહેવાય: સ૦
રામપરામાંથી ચાલીયાં, રૂઘનાથપરામાં જાય રે;
લાલ દરવાજે નિસર્યાં, ઉલટ અંગ ન માય: સ૦
માજી વિમાસે આવીયાં, ઉતાર્યો ભરથાર રે;
પુત્રે પિતાને પિંડ જ આપ્યો, કાંઠે ચાલ્યાં જાય: સ૦
માતા કાંઠે આવીયાં, સહુને હરખ ન માય રે;
હોડી સુકાવી લોક જ આવે, ઉદો ઉદો કહેવાય: સ૦
ટોપીવાળા અમાની સાહેબ, પૂછે શાસ્ત્રીને વાત રે;
હિંદુના ધરમમાં કાંઈ, જીવતાં કેમ બળાય ? સ૦

શાસ્ત્રી વળતા બોલીયા, સાંભળ સાહિબ વાત રે;
એ હમણાં બળી જશે ને, જોશો તમે નિર્ધાર: સ૦
ત્યાં સરવ જોવા મળ્યું, હિંદુ મસાણ માંય રે;
સરવે અચરજ થયા, માજીને લાગ્યા પાય: સ૦
પચાશ પૂળાની મડુલી બંધાવી, પૂર્વે મેલ્યું દ્વાર રે;
સુખડ તણાં કાષ્ટ સીચાવી, માજી નહાવાને જાય: સ૦
માજી નહાવાને ગયાં, ઉગ્ર તીરથ માંય રે;
શણગાર તો ઉતારીયા, આપ્યા ગોરને હાથ: સ૦
નાહી કરીને આવીયાં, શુકલજીની પાસ રે;
કર્માંતર કરી રહ્યાં, શ્રીફળ ત્યાં હોમાય: સ૦
માતા ત્યાંથી ઉઠીયાં, લોક ખસેડ્યા ત્યાંય રે;
ચોખાએ મડુલી વધાવી, જે અંબે કહેવાય: સ૦
પુત્ર પોતાનો બોલાવીને, ઘીમાં બોળ્યા કેશ રે;
પ્રદક્ષિણા પોતે કરીને, માંહિ કર્યો પ્રવેશ: સ૦
વૈજનાથે કાકડા સળગાવ્યા, આપ્યા માજીને હાથ રે;
પલાંઠી વાળીને બેઠાં, રાખ્યો દ્રઢ વિશ્વાસ: સ૦
કાકડા કરમાં ઝાલીને, ખોળે મસ્તક લીધું રે;
માજી મુખથી બોલીયાં, સુરતનું ભલું થજો: સ૦
કેશ તણી ફૂલટો સળગાવી, કપુર તણા જે હાર રે;
લોકે મડુલી સળગાવી, જે અંબે કહેવાય: સ૦
ભડકો ભભુકે નિકળ્યો, માજી ગયાં કૈલાસ રે;
સર્વેને દર્શન આપ્યું, લોક જ વિસ્મય થાય: સ૦
કોઈએક શહેરમાં આવીયાં ને, કોઈએક રહ્યાં ત્યાંય રે;
પૈસા ઊઘીના લઇ કરીને, ખીચડી રાંધી ખાય: સ૦
ધન્ય એની માતપિતાને, ધન્ય એનો અવતાર રે;
આ કળિજુગમાં નામ કરીને, પોતે ગયાં નિર્ધાર: સ૦

સંવત અઢાર ચોસઠના સાલમા, ઉત્તમ માસ આખાડ રે;
શુકલ પક્ષ પખવાડીઆમાં, તિથિ ચૌદશ ને સોમવાર: સ૦
એ ગરબો પૂરો થયો છે, આઠમ ચૌદશ માંય રે;
કરજોડીને વિનવે, જે અ બે કહેવાય: સ૦
ગાય શીખે ને સાંભળે, તેનો હજો વૈકુંઠવાસ રે;
કરજોડીને વિનવે, રાજારામ તારો દાસ: સ૦
સુરત શહેર ગલેમાડવી, હરિપરામાં વાસ રે;
ગોળ શેરીમાં બ્રાહ્મણ રહે છે, રાજારામ તારો દાસ: સ૦

## ભગવાનદાસ.

### વસન્ત

નવલ વસન્ત નવલ વૃંદાવન, નવલ લાલ ખેલે હોલી. ન૦
નચી નચી સખીઅન છંદ ગાવે, નૌતમ કેશર ઘોલી;
કેશર રંગકી ઉડે પિચકારી, અબીલ ગુલાલ ભર ઝોલી: ન૦
કાલિન્દી તટ નૌતમ શોભા, નવલ ચકોર ચકોરી;
કહે ભગવાન એત રામરાય પ્રભુ, નવલ નવલકી જોડી: ન૦

### કલ્યાણ

કોન જુગત તપ કીનો, મુરલી ! કો૦
સુરનરકો સ્વપ્ને નહીં આવે, યેહી અમીરસ પીનો; મુ૦
તેરો જો નીકો બેન લગત હે, અ તરગત મેંને લીનો; મુ૦
ભગવાનદાસ પ્રભુ કુંજભુવનમે, રાધાસે રંગ ભીનો; મુ૦

### મલાર.

તટ જમનાનું રે, અતિ રળીઆમણું રે, તટ ખેલે ગોપી ગોવાળ;
જીવન અમારોરે, વચ્ચે વ્હાલો મારો રે, મંદિરે પધારોની દીનદયાળ ત૦

મઘમઘતો મોહન ઘેર મોગરો રે, ઉપર ભ્રમરનો ગુંજાર;
તમો તરૂવર ત્યાં અમે વેલડી રે, વ્હાલો મારો વાયે વેણુ રસાળ: તo
શરદ પુનમની રે, સુંદર રાતડી રે, વનમાં બોલે મધુરા મોર;
ચહુદિશ ગર્જે રે, ચમકે વિજળી રે, મેહુલો વરસે છે ઘનઘોર: તo
મુખડું જોઇ જોઇ રે, વ્રજમાં મહાલતાં રે, હરખે હીડતાં મોડામોડ;
ભગવાનદાસનારે, પ્રભુજીને ભેટતારે, પ્રભુ મારા પૂરે મનના કોડ. તo

ગરબી.

વાંસલડી વૃંદાવન વાજે,
અનીહાંરે તેના શબ્દ ગગનમાં ગાજે. વાંo
પ્રેમ સ્નેહથી થઈ છું વ્યાકુળી, કેમ રાખું કુળની લાજે ? વાંo
આંખડી આંજી સીંદુરે, સેંથે કાજળ છાજે; વાંo
ચંચળ થઈને ચાલી ચતુરા, જ્યાં મોહનલાલ બિરાજે; વાંo
જન ભગવાન મળ્યો કેશવ તો, સુંદરીનાં સરીયાં કાજે; વાંo

ગરબી.

શાને આવ્યાં સહુ સાહેલી ?
અનીહારે તમો ઘરનો ધંધો મેલી. શાo
સન્મુખ કહે છે કાન્હ છોગાળો, ઘેર જાઓ તમારે વહેલી; શાo
વેદ વચન મનમાંહિ પ્રમાણો, કેમ કુળની લજ્જા મેલી ? શાo
એવાં વચન સુણીને મોહનનાં, આંખલડીએ ચાલી હેલી; શાo
જન ભગવાન વદે વ્રજવનિતા, પ્રીત છે પૂર્વના પહેલી; શાo

નાગર.

સુન સુન રે સખી એક બાત, પ્યારી રહી અટકી;
મોસે સમજી ન જાય બાત, ઉનો વે ઘટકી. સુo
હેત કરી પ્યારી બોલત નાહીં, કેસે મન મનાઉ ?
તુમ તો સુંદર વર ચતુર શિરોમણિ, કેસે કર લાઉ ? સુo

બોલાઈ પ્યારી બોલત નાહીં, દશ આંગલી મુખમેં કીન;
પ્યારી સમજત નાહીં, કાહા જાનું લીયો મૌન ? સુ૦
આપ જાય મનાય લાઓ, હોતે પ્રાતઃકાલ;
નાગરકે સ્વામી બલ બલ જાઉં, તુમ હો જગતપ્રતિપ્રાલઃ સુ૦

કાફી.

ચાલો ચાલો વૃંદાવન જઇએ રે, જીવણ જોવાને. ચા૦
જીવણ જોઇએ સુખીઆ થઇએ, હરખ વધ્યો મારે હૈયે રે; જી૦
ઘરમાં મને ગમતું નથી, ઓરડા ખોળી જોઈએ રે; જી૦
એ રંગ રસીઓ મારે મન વસ્રીયો, રૂદે કમળમાં રહીએ રે; જી૦
નાગરનો સ્વામી ભલે મળીયો, જન્મોજન્મ દુઃખ ખોઇએ રે; જી૦

---

વ્રજ બન્યો લાલમ રસિક રાધે, અર્ધ ચંદની રાત રે,
આ તા તા થૈ થૈ, આ તા તા થૈ થૈ, કરતહે ગોપી રાસ રે વ્ર૦
જ્હાં જંત્ર તાલ પખાજ વીણા, તારૂણી તાન મિલાવે રે;
નાચે નારી સુપાત્ર કેરી, ઝાઝર ઝમકે પાવે રેઃ વ્ર૦
ષટ માસ રજની એક ભઇ, શિર પર શશિયર રાય રે;
જે જે જે કરત મુનિવર, પુષ્પનકી બરખાય રેઃ વ્ર૦
રથ ખેંચ્ર શશિ રહ્યો શિર પર, નહીં હોતહે પ્રભાત રે;
નાગરકે સ્વામીકો અવસર, બની અનુપમ બાત રેઃ વ્ર૦

## ઉગમસી.

વીરા વહાણુ ખેડો મારા, વડા રે વેપારી જી જી રે જી. વી૦
વીરા ઉંડો સાગરીઓ, ભ્રમજળ ભરીયો જી જી રે જી;
માંહિ મગર વસે મોટો, માલ કરે ખોટો જી જી રે જીઃ વી૦
વીરા વહાણુ રખે તમે, તેડે ચઢાવો;
જૂના જૂના મારગે, ઝાઝ હંકાવોઃ વી૦

વીરા ચોરીથી નહીં છૂટો, આગળ છે દાનડીઓ;
દાણ માગે તેના, હિસાબ કરી આલો: વી૦
વીરા દયા દાંડી દિલ, ખાચે ચઢાવો;
હીરાના વેપારી મૂળગી, મુડી મત ખુઓ: વી૦
વીરા હીરલા વહોરી, ઘેર પાછા વળીયા;
માંડવડે ઉભા નર, વિશ્વાસી ઓધરીયા: વી૦
વીરા દોઉ કર જોડી, ઊગમસી બોલે;
આપણા સંત અમરાપુર મહાલે: વી૦

---

જોઇ:જોઈ સંગત વીરા કીજીએ રે, માંહેલા મળતાથી,
માંહેલા મળતાથી મળીએ;
સો સો ગુન્હો જરણાં નહીં રે, તેથી અળગાઇ,
તેથી અળગા ન રહીએ;
હે તેથી ન્યારા ન રહીએ જી. જો૦
હંસ ઉંદરને સંગ હુવો રે, હંસે પાંખમાં,
હંસે પાંખમાં લીધો;
ટાઢ ઉડીને ગુણ વિસર્યો રે, હંસને પાંખ વિના,
હંસને પાંખ વિના કીધો: જો૦
કાચા સુતરનો ત્રાગડો રે, તાણ્યા પહેલાં ન તૂટે;
ઓછા જળનાં ખાબોચીઆં રે, માસ પહેલાં ન ખૂટે: જો૦
કેળ કાંટાને સંગ હુવો રે, કાંટા કેળને ખાયે;
નગુણા માણસને પ્રમોદતાં રે, પત પોતાની જાયે: જો૦
કાળી તે ઉન કમાણસો રે, ધોયે ધોળી ન હોયે;
રંગનાર હોઇને શું કરે રે, રંગ લાગે ન કોયે? જો૦
આરસી સરખા નર ઉજળા રે, એ તો દેહથી રૂડા;
અંદરથી કાળા કોયલા રે, આપે કરણીના કૂડા: જો૦

ભાટી ઉગમસી બોલીયા રે, પ્રાણી સુકૃત કરી લો;
તરવાનો સંશય નહીં રે, અમરાપુર વળી લો: જો૦

---

મારા ભાયડા હે વીરા વણુજ હેત હરીઆળી રે,
વસ્તુ પ્યારી રે, ગુરૂ જીવો હે જી. મા૦
કાચી માટીનું દેવળ બનાવ્યું, માંહિ પવન કેરા થંભા હોજી;
આટલો સંદેશો મારા ગુરૂજીને કહેજો, કાચી ઘડી મારી કાયા હોજી: મા૦
પારકે ઘેર જઇ તમે પીર થઇ બેઠા, ઘેર આવ્યા કેમ ઘડીયા હોજી?
નામ સાહેબનું નથી પ્યારૂં, સકળ મંડળમાંથી ટળીયા હોજી: મા૦
આવતા અભ્યાગતને ગુરૂ કરી માનો, કુંભ નિર્મળ જળ ભરીયા હોજી;
નામ અલકજીનાં ઘણાં પ્યારાં, સકળ મંડળમાં ભળીયા હોજી: મા૦
શહેર માંડવે દાણ ચુકાવી દો, વસ્તુ કરાવી લો કાંટે હોજી;
કાંટાનું તોળ્યું રતી ન ખૂટે, કાયર જીવડો માંહિ કાંપે હોજી: મા૦
પંથડાનો બોજ ઉઠાવ્યો શિરપર, ભૂલ્યો ભમે અહંકારી હોજી;
દોઉ કર જોડી ઉગમસી બોલ્યા, ગુરૂગમ લોને વિચારી હોજી: મા૦

## રામદાસ.

રામગ્રી.

અણીઆળી આંખે રે, ઉભા હરિ અણીઆળી આંખે રે;
ઉઠ વહેલી આલિંગન લેવા, રખે સખી સાંસો રાખે રે. ઉ૦
માનિનીનાં મન કઠણ હોય તો, કુસંગ નિત લાગે રે;
મારા સમ જો માન કરે તો, તું રહે છે આગે રે: ઉ૦
તું નારી નવજોબન છે ને, પ્રિયુ આવ્યા પ્રીતે રે;
સુભટ સંગ્રામ સમોવડ જોઉં છું, કોણ હારે કોણ જીતે રે: ઉ૦
તારી શિક્ષા વિના કેમ લાવું, કહે તો પધરાવું રે;
રામદાસ પ્રભુ સેવા કરવા, તારી સાથે હું આવું રે: ઉ૦

---

પલ પલ રામ ભજ રે, રામ ભજ રે. પ૦
પલકી પલકમેં અલ્પ આયુષ્ય હે, કલકી કલ્પના તજ રે; પ૦
વેદ વિચારે તુ કયા હારે, મૂરખ કયુ ન સમજ રે; પ૦
ભજન નિરંતર અંતર મેલી, મહામંત્રકો સજ રે; પ૦
રામદાસકા સ્વામી ભજતે, લોક લાજ સબ તજ રે, પ૦

કાફી

આજ હો બધાઈ, બાજે ગોપ બ્રખરાયકે,
રાધા જુ પ્રગટ ભઇ, રાઓ રમો આયકે. આ૦
બ્રખુભાન દેત દાન, ગજ રથકો માન,
છે લક્ષ ધેન દીની, દ્વિજન બોલાયકે, આ૦
દુંદુભિ ઝાલરી બાજે, ઢાઢીઆ ઢાઢની ગાવે,
ઉડત બદન રોરી, નભ રહ્યો છાયકે, આ૦
નારદ તંબુર વાયે, મોતીનકે ચોક પુરાયે,
સુરનર નાર મોહી, કુસુમ બધાયકે; આ૦
હરખે વૃંદાવનવાસી, ફૂલે સબ વ્રજવાસી,
રામદાસ સંત ફૂલે, ચર્ણરજ પાયકે, આ૦

## સુરકલીઆ.

જે કોઇ પ્રેમી અંશ અવતરે—રાહ.

હેડા હેતે ભજને હરિ, શું બેઠો છે ચિંતા ધરી? હે૦
મનુષ્ય દેહ દુર્લભ તું પામ્યો, લક્ષ ચોરાશી ફરી;
ધર્મરાય જ્યારે લેખા માગશે, શી તે કમાઈ કરી; હે૦
મારૂં તારૂં કરી ધન ભેગું કીધું, સાચાં જૂઠાં કરી;
અમર કાય નહીં રહે કોઇની, મૂરખ જાવું મરી: હે૦
અંતકાળ વેળા આવે ત્યારે, જમડા લેશે ફરી;
જોર ત્યાંહાં કોનું નવ ચાલે, રહેશે રૂદન કરી: હે૦

સહજે વૈકુંઠ તે નર જાશે, પરનિંદા પરહરી;
કહે સુરકલીયા ફેડી છાપરી, કરી સુદામાપુરી: હેં૦

ઉપરની રાહ.

જે કોઇ પ્રભુના ગુણ ગાઇ જાણે, તે તો અમરપુરીમાં માણે. જે૦
સાચાને હરિ પાસે છે, મોહન મનની જાણે;
દ્રૌપદીને સંકટ પડયું કૃષ્ણ, આવી ઉભા તે ટાણે: જે૦
મહેતાજીનું પૂર્યું મામેરૂં, વિઠ્ઠલ જીવન જાણે;
કુંવરબાઇનાં કારજ સાર્યાં, સહુ રીઝયાં તે ટાણે: જે૦
આહિરડાંસું પ્રીત બંધાણી પ્રભુ, આવી જમતા ભાણે;
જૂઠાં બોર સવરીનાં ખાધાં, મન સંખા નવ આણે: જે૦
કહે સુરકલીઆ શું કમાણો, આવી અવસર આણે ?
દોહેલી વેળાનો કો નથી બેલી જ્યારે, જમ જોરાઇએ તાણે: જે૦

## વૃંદાવન.

રાગ શ્રી

સંગી તે મારે શ્યામ, શ્યામાજીના સાથી;
અવર જ્ઞાન અંધેરા સરખા, તે મેં મેલ્યાં ત્યાગી. સં૦
જોગી કેરા ભજની ઘરમાં, મલપંતા છે હાથી;
સુખ દુ:ખ મનમા કાંઈ ન લાવે, કરૂણાવર કૃપાથી: સં૦
રહેણીમાં જે નહીં રહે તે, હળવા પડશે વાથી;
વેલ વૃંદાવન કેમ વર્ણવું, મારગ એ પ્રાણનાથી: સં૦

રાગ શ્રી.

ઠકરાણીજી કેમ ઠેઠ, ઠેકાણે લઇ ચાલો ?
જુવતિ જનમાં જુથપતિ છો, મન માને ત્યાં મહાલો ઠ૦

ભટકી ભટકી ભવમાં થાકી, જોયો જગ મેં ઠાલો;
પોતાનાં જાણી પ્યારીજી, કંઠે બાંહડી ઘાલો: ઠ૦
વ્રજમાં વશ તમારો હુતો, નંદ તણો જે કાલો;
વેલ વૃંદાવન પરમ પનોતો, ભાવે ભેટો વહાલો: ઠ૦

રાગ શ્રી.

પૂર્ણાનંદ પ્રીતમ હેતે, ચહ્યાછો મારે હૈયે;
અમને દર્શન શે નથી દેતા, કહેવું હોય તે કહીએ. પૂ૦
દયાળ તમારી દયા વડે, કોટી સુખ જ લઈએ;
જ્યાં જીવણજી અમે તમારા વ્રેહે વળાવ્યાં વહીએ: પૂ૦
અમ અબળાનું કોણ ગજું છે, લક્ષણ તમારાં લહીએ;
વેલ વૃંદાવન વહાલા મારા, અમે તમારાં છૈએ: પૂ૦

રાગ શ્રી.

જપમાલી અમને જુગલકિશોરજીસું લાગી;
અનેક જુગથી ઉંઘી હતી તે, વહાલાને વચને જાગી. જ૦
સુરત અમારી ત્યાંહાં સંચરી, અક્ષરથી વળી આઘી;
ક્ષરમંડળમાં ખડભડ થઈ તે, વાત સઘળે વાગી: જ૦
કયાંથી આવ્યાં ને કયાં જાવું, ભ્રાન્તિ સર્વે ભાગી;
વેલ વૃંદાવન ગુરૂ પ્રતાપે, માયા મેલી ત્યાગી: જ૦

રાગ શ્રી.

મહારાજા મોહન અમને તે, મોકલોને આણું રે;
પિયુ પિયુ હું કરૂં પીઅરમાં, થયું છે શું જાણું રે? મ૦
ઓ આવ્યા જોબનના દહાડા, સમઝું સંધ્યા વહાણું રે;
કોઇ કહે શ્રી શ્યામ પધાર્યા, અધવચ મેલું ભાણું રે: મ૦
ધિ:ક ધિ:ક મારી ધીરજને, મનડું થયું છે શાનું રે?
વૃંદાવન પ્રભુ કયારે મળશો, વહીને ચાલ્યું ટાણું રે: મ૦

રાગ શ્રી.

પાતળીઆ પિયુજી, પરઘરતી દુઃખ દે છે;
દેશ અમારો દુર્લભ થયો છે, માયા લુંટી લે છે પા૦
કામ ક્રોધ પર્વત બે પ્રોઢા, ભ્રમ દિશાનો લે છે;
આશા તૃષ્ણા માયા મમતા, નદીઓ નિશદિન વહે છે· પા૦
અખંડ દેશ ઉત્તમ છે આપણો, રસિક વર ત્યાં રહે છે;
વેલ વૃંદાવન કેમ વર્ણવુ, નિગમ જ નેતી કહે છે: પા૦

## પાહાડનાથ.

એસા હે કોઇ બ્રહ્મજ્ઞાની, કાયા નગરી તારે હોજી એ૦
કંચન કોટ સમુદ્ર ખાઇ, ઘેર મનોહરી રાણી રે;
રસોડે જેને સૂરજ તપતા, તેની રજ ભેળાણી હોજી: એ૦
ઉજળા કપડા જે નર પહરતા, હસ્તિની અસ્વારી રે;
આગળ છડીદાર નેક પોકારતા, તે જીવ મૃત્યુ પામતા હોજી: એ૦
ભુવા દેવા દેવાળા ભાઇ, દુનીઆને ભરમાવે રે;
હાથેલીમાં સ્વર્ગ બતાવે, જીવ નરકમાં જાવે હોજી: એ૦
નવસેં નદીઓ પ્રગટ વહે છે, અટકળ પર્વત દે છે રે;
પાહાડનાથ જોગી શેરીમાં શું જાવે, સાહેબ મળશે વાગે હોજી: એ૦

---

મન તું ભ્રમમાં લુંટાણો રે જી,
મન તું હાટ વચ્ચે વેચાણો રે જી,
મન તુ ચૌટામાંહિ ઠગાણો રે જી મ૦
છાપ દેવરાવી બદા આપે હંકાણો, ભગત નામ કહેવાણો રે જી;
ગોપીચંદન તિલક બનાયા, તોએ મર્મ ના જાણ્યા: મ૦
કાંસા પીતળના ઘોડા બનાયા, ઠાકોર નામ ઠરાણો રે જી;
ઝાંઝ વગાડીને સેવા કીધી, ફરી મનમાહિં સતાણો: મ૦

માળા ઘાલીને ખંદા કશું ના કીના, જખી સાહેબ નવ જાણ્યા રે જી;
સબ દુનીઆ તો દેખન લાગી, એવા ફંદ રચાણાઃ મ૦
રહેણી કહેણી તારી મારગ મેલી, ખુટલ નામ કહેવાણા રે જી;
પાહાડનાથ જોગી એણી પેર બોલ્યા, શૂન્યમાં શહેર બસાણાઃ મ૦

## ગદાધરદાસ.

કેદારો.

તમે રજની કયાં રમી આવ્યા, સુખને મરકલડે;
તમે અરૂણ ઉદે ભલા ભાવ્યા, સુખને મરકલડે.
તમે અમને બોલ જ દીધા, સુ૦ પછી જઇને વિહાર કીધા, સુ૦
તમારે માથે મહાવર લાગ્યો, સુ૦ અંગે સોહે અરગજો વાગો, સુ૦
તમારાં અરૂણ નેત્ર અનુરાગી, સુ૦ ધન્ય ધન્ય તે નાર સોહાગી, સુ૦
તમ અધર અંજનની રેખા, સુ૦ રૂડી ઝગમગ ચાળવ શીખ્યા, સુ૦
ગુણ વિના ગળે હાર સોહે, સુ૦ છબી દેખી મન્મથ મોહે, સુ૦
પીતાંબર કયાં પલટાયાં, સુ૦ નીલાંબર ભલાં સોહાવ્યાં, સુ૦
ભલે આવો વદન નિહાળું, સુ૦ જોતાં પલક ન પાછી વાળું, સુ૦
તમે નખછિદ્ર કયાં લઈ ઢાંકો, સુ૦ તમને સોહે અંબોડો વાંકો, સુ૦
તમે અગણિત અપરાધ કીધા, સુ૦ અમે માથે ચઢાવી લીધા, સુ૦
તમને પહ્યો એ શું વરાંસો, સુ૦ લઇ આવ્યા તો કાં કરો સાંસો ? સુ૦
હું બહુ પુણ્યે વર પામી, સુ૦ એવા ગદાધરદાસના સ્વામી, સુ૦

---

શોણિતપુર નગર સોહામણું રે, બાણાસુરનું રાજ;
તેની ઓખા દીકરી, વર પામી વદે મહારાજ;
ગોપાળરાયને જીતું રે, જીતું જીતું જાદવરાયને. ટેક૦
સ્વપ્નાંતરમાં સ્વામી પામી, પ્રત્યે ન દેખે તેહ;
કરે કલ્પાંત કામિની, વર આણી આપો એહ: ગો૦

કૌભાંડ કેરી દીકરી, ચિત્રલેહા નામ,
ચૌદલોક ચિતરી દેખાડયુ, કહો બાઇ કોણ છે ઠામ? ગો૦
પછી લખી દ્વારકાં જ્યા, વમે અશર્ણશર્ણ;
અનિરૂદ્ધ લખતા નિરખીયો, લજ્જા પામી મનઃ ગો૦
છ ઘડીમા લઇને આવી, નારદ કેરી સાહાય,
અનિરૂદ્ધને આણી મેળવ્યો, ગાંધર્વ વિવાહ થાયઃ ગો૦
બાણાસુરે બળ જ કીધું, બાળક ઉપર પાણ;
કુડ કરીને કટક મોકલ્યુ, કટકે છાંડ્યા પ્રાણ. ગો૦
કોલાહલ તો થઇ રહ્યો, નગર દ્વારકા માય,
નારદે આવી કહ્યુ સર્વ, મળીને ચાલ્યા ત્યાંયઃ ગો૦
જુદ્ધ વિવિધ પેરે કર્યુ, છત્યા જાદવરાય,
બ્રહ્માએ કરી વિનતિ, બાણાસુર લાગ્યો પાયઃ ગો૦
વાળી વિવાહ ત્યા કર્યો, બોલાવ્યું સહુ કુટુબઃ
સર્વ મળી આશિષ દે વારૂ, જે જે બોલે બભ. ગો૦
પેર પેરની પહેરામણી, દે બાણાસુર રાય,
વળાવી પાછા વળ્યા, આવ્યા મડપ માય ગો૦
ઘેર ઘેર ઓચ્છવ અતિ ઘણો, માનિની મંગળ ગાય,
નગર સહુ જોવા મળ્યુ, ઉલટ અંગ ન માય ગો૦
દપતી રૂપ નિરખી મન મોહે, નગ્નારી આનંદ,
જ્યજ્યકાર વર્તી રહ્યો, વાગ્યા દેવના દુદ. ગો૦
કૃષ્ણ કૃપાળ દયાળ દામોદરનો મોટો મહિમાય
બ્રાહ્મણ વૈષ્ણવ ચર્ણ પ્રતાપે, દાસ ગદાધર ગાય ગો૦

## રણુસી.

મેઘ તણે ઘેર સોહે હરનો માંડવો છી,
ધણી મારો બેઠા તખત નિર્વાણ,
મેઘ ધરૂણી ધર મડપ રચીયો છી,
પ્રભુ ભજ્યાના એહ પ્રમાણ મે૦

ગવરીનો પુત્ર ગણેશ મનાવો જી,
ચાર તે જુગનો આગેવાન;
રિદ્ધ સિદ્ધ આલો સતી શારદા જી, પ્ર૦
ઇશ્વર મહાદેવ શંભુ સરીખા જી,
બ્રહ્મા વાચે વેદ પુરાણ;
ચોસઠ જોગણી ઉતારે હરની આરતી જી, પ્ર૦
ગુરૂ ગોરખનાથ ઓઢી અમર ગોદડી જી,
અમીરસ ઘોઠલે માંડેલાં પલાણ;
ગદા ચક્ર ને ગુરૂ ગોસાંઇ જી, પ્ર૦
પાંચ પાંચ કુંવર કુંતાના જી,
અંજનીનો જાયો હનુમાન;
નવે દેવ જાણે વાયક ફેરવ્યાં જી, પ્ર૦
ચોસઠ ઘોડે સારો આલમરાજા ચઢીયા જી,
ચઢીયા મીરાં શેખ પઠાણ;
મોડ બાંધીને બાવો મેઘારાણી પરણીયા જી, પ્ર૦
નવ કોટી નાગનાં કીધાં નેતરાં જી,
ઝોળી રવૈયો મેરૂ આસમાન;
સાયર વલોવી રૂડાં રતન નિપાવ્યાં જી, પ્ર૦
ખખતર શીપ ધરી મારશે કળિંગો જી,
નદીએ ખળકશે નિર્મળ વાણ;
રાવત રણુસીએ શબ્દ દાખવ્યો જી, પ્ર૦

---

ગણેશ ગાઈ માતા શારદા સમરીએ, જોગમાયા ત્રુઠી,
હરિનાં ભજન કરવાં નિત નિત ઉઠી. ગ૦
આ રે કાયા મારી ગાગર ફૂટી.
ચોરાશીનાં નીર ભરવાં નિત નિત ઉઠી; ગ૦

કોઇની થાપણો ન ઓળવીએ ઝુડી,
ધણી ઉપર આકીન રાખો ભરી આપે કોડી; ગ૦
કોઇની વાતો ન કરીએ જાુડી,
વ્હાલાજી વિગતો ઘણી ઘણી મીઠી; ગ૦
હીરા માણક ભરી ચાર પાંચ પોઠી,
પાટણની પોળે ઉગમણ દીઠી; ગ૦
સાધુના સંગી ગરીબોના ગોઠી,
રણસી ભગત બોલ્યા વાણી લાગે મીઠી; ગ૦

## મગન.

સાચા સ્વામી શ્રીકૃષ્ણ વરીને મેં તો,
માયા મૂકી દીધી પરરરર.
દુઃખ રૂપી સંસાર સાગરમાં, કેમ પડાએ હવે અરરરર ? સા૦
જન્મમર્ણનું દુઃખ તપાસી, મન કંપે છે મારૂં થરરરર; સા૦
અંતસમાની પીડા અતિશય, કંઠ બોલે ઘરરરર; સા૦
હરિ ભજતાં કોઇ વિઘ્ન કરે ત્યારે, તન બળે છે મારૂં ચરરરર; સા૦
હરિવરજીએ હેત કરીને, મને બ્રહ્મરસ છાંટયો છરરરર; સા૦
મગન કહે મેં માયા મૂકીને હરિવર લીધા હરરરર; સા૦

---

બોલે રામનામ ઝણકારા,
સાધુસંત બાજે એકતારા જી. બો૦
ગણપતિ દાતા પાર્વતી માતા, પિતા શંકર સ્વામી જી;
રિદ્ધ સિદ્ધ નારી લાભ લક્ષ પુત્ર, સતની બેલી તુંબાઃ સા૦
મૂળ મંડાણ બન્યા એકતારા, મહાદેવા ગુણ ગાયા જી;
ચૌદલોક એકતાર જગાવે, નવખંડ નામ અપારાઃ સા૦
પાચ તત્વ એક લહારે ચલતહે, ઓહં મોહં હલકારા જી;
ઓહં રામ બ્રહ્મલોક જગાવે, મોહ શબ્દ લલકારાઃ સા૦

કાયામાંહિ બોલે મન ભાઇ, તીન ગુણસે ન્યારા જી;
નકલંકી તારે અનહદ મંજીરા, ગેબી વાગે ટકોરા: સા૦
પ્રાણજીવન એકતારો બોલે, મન ભ્રમરી ફિરતાશ જી;
સુરતા ઘોડે સુષુમ્ણા નિશાના, શૂન્યમેં ધ્વજ ફરૂકારા: સા૦
સામે શિખર પર સદગુરૂ બેઠા, સોહં રામ લલકારા જી;
ગગનમંડલમેં રાસ રચ્યાહે, કલગી મુગટ સવાયા: સા૦
સ્વરૂપનાથ ગુરૂદેવ હમારા, સંગીરા શબ્દ સુનાયા જી;
દાસ મગન ગુણ ગાવે તુમારા, નિર્ગુણ ખેલ અપારા: સા૦

## લીલણબાઇ.

નમીયા સો સાહિબકું ગમીયા, જ્ઞાન ગરીબી અધિકારી,
નમે સોહી નર ભારી રે જી.
નારદ નમીયા આવી ગરીબી, મટી ગઈ મનની ચોરી રેજી;
ગુરૂ કરીને એવાં લક્ષ લીધાં, તતક્ષણ ચોરાશી છોડી રે: નમે૦
પ્રહલાદ નમીયા પ્રેમરસ પીધો, તાતે થંભ બથ ડારી રેજી;
થંભ ફાડ નૃસિંહ રૂપ ધરીયું, હિરણ્યકશિપુ લીધો મારી રે: નમે૦
ભક્ત વિભિષણ રામને નમીયા, આપી'લંકાની સરદારી રેજી;
પલ એકમાં નિર્બળ કરી નાખ્યા, ભીલડીને ઓદ્ધારી રે: નમે૦
રામજીના સામો રાવણ ભીડીયો,આંખે આવી'તી અંધારી રેજી;
ગુરૂ પ્રતાપે લીલણદેબાઇ હું, નામ ઉપર જાઉં વારી રે: નમે૦

---

રે લાખ મારૂ રે, મન તો મોહલડે જંપે જી. રે૦
ભ્રાન્ત મેલો, આપણ ભક્તિ આદરીએ જી,
આપણા વજીઆ ધર્મ વ્રત લીજે; રે૦
શીષ ઉતારી, ધરણ પર ધરીએ જી,
આપણો સદગુરૂ અમર કરશે; રે૦

તમારા મહેલમાં, અત્તર બહેકે જી,
તેમાં ભભૂતી ક્યાં થકી ભળશે? રે૦
તમારા મહેલમા, રંભા રાણી જી,
તમારાં છોરૂડાં ક્યાં થકી વરશે? રે૦
મોટા મોટા મંડળીક, રાજા તમારા જી,
એ તો પાસાં દેઇ ટળશે; રે૦
સઘળું કુટુંબ તમારૂ, એમ કહેશે જી,
તમારાં છોરૂડાં રૂપીઓમાં વરશે; રે૦
રણસિંહની ચેલી, લીલણબાઇ બોલ્યાં જી,
આપણો સદગુરૂ કૈલાસ દેશે; રે૦

---

## હિંદી.

...............

### મહિપતિદીન.

#### ગોપીચંદ રાજાની કથા.

ગણાધીશ ગણરાજ, નિર્ગુણ રૂપ મહારાજ,
નામ લેત સકલ કાજ, સદા સફલ હોત હે
ગોડ બંગાલેકા ભૂપ, તિલકચદ રાજા ખૂબ,
જાકી સુરત આપ રૂપ, જેસા ચંદ્ર દુજા હે
રાણી મેનાવતી વિખ્યાત, કીયા ગુરૂ જાલીંદ્રનાથ,
આત્મજ્ઞાન કરે બાત, લગન સાહેબમે લગી
એક દિન બેઠી મહેલ પર, ખડી દાસી નોકર,
છોડી સબકી ફિકર, ગુરૂ ભજનમે ખુશી
યહી વખ્ત ગોપીચદ, તનકુ તેલ લગાવે સુગંધ,
ચલત આયા મંદ મદ, રાજા ચોકમે ખડા.

ચંદનકી ચોકી ઉપર, બૈઠ નહાવે ખુશ હોકર,
સોનેકી ઝારી લે કર, ભરભર જલને નહાતહે
મૈનાવતીને દેખી દેહ, આંખોમે લાવે ભર ભર નેહ,
સુંદર સોને સરખી યેહ, આખર ખાખ હોવેગી
નેનબુંદ બિખર કર, પડા રાજાકી પીઠ પર,
ઉપર દેખા નજર કર, યે બુંદ આયા કાંહાંસે ?
નહીં હે બાદલકી છાય, પડા બુંદ કાંહાંસે આય,
ઉપર ઠાડી માતા રોય, ભર ભર જલ આંખોંમેં.
રાજા ઊઠકર ખડા હોય, આજ મેરી મૈયા કયું રોય ?
કોઇ રાણીને સતાઇ હોય, ક્યા જાનું ક્યા દુઃખ હે ?
રાજા પૂછે મહેલ જાય, કયોં રોતી મેરી માય,
કહો મેં લાગું તેરે પાય, તુઝે કીને સતાઈ હે ?
તેરા મુલક તેરા મહાલ, તેરી દોલત ધન માલ,
કોઇ રાણીને દેઇ ગાલ, કા કછુ કહા કોઇને.
અઢાર લાખ ઘોડે આજ, તેરા દલ સજ્યા હે સાજ,
તેરા બાવન કોઠકા રાજ, ઓર બજાના જૂદા હે
બારમો રાણી હુકમ આન, રક્ષા કરતી તેરે જાન,
સોલમો ચેલી તેરે આધીન, તુઝે કયા કમી હે ?
કમી બાત પડી કોન, બુરા બોલતા હે કોન,
અપને શહેરમેં દુઃખી હે કોન, કહો રે મૈયા મુજકુ.
તુઝે ધર્મ દેતે દાન, કોઇને બર જાયા હે જાન,
અપને સો તીરકમાન, લેકર શીષ ઉડાઉં.
તેરા સરખા મેરા બાલ, બેટા ગોપીચંદ લાલ,
સબ બાતકા હે સુખાલ, મુઝે કયા રે કમી હે ?
કોન દેવે મુઝે ગાલ, મેરી દોલત ધન માલ,
મેરા હુકમ મેરા મહાલ, મુઝે કયા રે કમી હે ?

ખૂબસુરત તેરા બાપ, સૂર્ય મેરૂ બડા પ્રતાપ,
આખર કાલ ગયા ચાપ, જલકર ખાખ હો ગઈ.
બડા તેજ રૂપકી જાલ, ટેઢી બાંકી પઘડી લાલ,
ઈસકું ખા જાવેગા કાલ, જલકર ખાખ હોયગી.
જાવે ચંદ્ર સૂર્ય પ્રકાશ, જાવે ધરતી ઓર આકાશ,
જાવેગા દેવ તીનુંકે પાસ, પવન પાણી બી જાયગા.
આવેગા સો જાયગા મર, મૈયા કોઇ નહીં અમર,
જન્મ મર્ણ શિર પર, યે તો ગાંઠસે બંધા હે.
મરેગા બડા રાજા અમીર, મરેગા પેગંબર પીર,
કાલચક્ર હે સબ શિર, યે તો ગાંઠસે બંધા હે.
એસા રાજાને કહકર, ઉઠકે ગયા મહેલ પર,
મોતી હીરે જડાવ જૌહર, કપડે પહને લગા
મૈનાવતી પીછે જાય, કહયો રાજાકું સમજાય,
બેટા ગોપીચંદરાય, ચેત જાઓ રે જલ્દસે
બાત ન ગઇ તું સમાલ, જાયગા જીવડા જલેગી ખાલ,
રાણી સબ મહેલ મહાલ, રોય રોયગી
જૂઠી માયા જૂઠી કીર્ત, જૂઠી જોરૂ લડકેકી પ્રીત,
જૂઠી માયા ધન હિત, જૂઠા રાજ પ્રસારા.
કોઇ નહીં આવે તેરે સાથ, બાંધ દેવેગે જમકે હાથ,
દેહ મસાણમેં પહોંચાય, ત્રિયા રોવને લગેગી.
જેસા લકડા જલે જાન, વેસા હાડ જલે માન,
બાલ ઉડે આસમાન, જેસા પૂલા ઘાસકા.
દેહ જલેગી ઉડે બાસ, કોઈ નહીં આવે તેરે પાસ,
ગંધ બુરી આવે ત્રાસ, કૌવે કુત્તે ખાયેગે.
ઐસા કોઈ નહીં ધરતી પર, મૈયા મુઝે કરે અમર,
જાકે ગિરૂં પાઉં પર, ઉસકે આધીન હો રહું.

મત કર બેટા એસી બાત, જોગી જાલીંદ્રનાથ,
ગુરૂ કરેંગે મો નાથ, કાયા અમર કરેંગે.
મૈયા જા ન સકું આજ, બારા બરસ કરૂંગા રાજ,
ફિર હોઉંગા જોગીરાજ, તુઝે કરણી બતાઉં.
બેટા કલકી ખબર અબ, બારા બરસ જાયેંગે કબ?
બીચમેં કાલ લે જાયગા જબ, બેટા કયા તું કરેગા?
કાન્તા કંચન બુરા રાજ, બડે જાલીંદ્ર જોગીરાજ,
ગોપીચંદ મહારાજ, અપને મહેલકું બોલાયે.
રાજા મનસુબા કરે બાત, કોન જોગી કાંહાં રહાત?
કોન જાત કોન નાત, ઇમે ગાડ દેઓ રે.
જાઓ ખાઈ ખોદકર, ગાડો જોગીકું લેકર,
લીદ ખાદ ભરા ઉપર, ઇસ બોજ મિટાઓ.
રાજા મુખસે નિકલી બાત, દુતને પકડા જોગીનાથ,
ખાઇમેં ડાલા જાલીંદ્રનાથ, ઉપર ખાડા ભર દીયા.
નાથ જોગી જાલીંદર, બૈઠે દૃઢ આસન પર,
આત્મા જ્યોતિ લિંગ કર, મગન હુવે ધ્યાનમેં.
સાતસો ચેલે લેકર સાથ, કાનીફ઼ ઢુંઢે જાલીંદ્રનાથ,
ગુરૂકા નામ મુખમે ગાત, આયા ગોડ બંગાલે.
સુની રાજાને ખબર, કોન જોગી આયા ઘર,
સાતસો ચેલે સાથ જબર, કુતકે લેકર હાથમેં.
હમારા સાંઇ ખાઇમેં ડાર, રાજ કરતા હે ગંવાર,
સબ મિલકે ડારો માર, કેસા રાજ કરેગા?
મૈનાવતીને સુની બાત, આયા જોગી કાનીફ઼નાથ,
મિલનેકું નજીક જાત, કાનીફ઼ રોને લગા.
મૈનાવતી કાનીફ઼ દોય, લે લપટ લગે રોય,
અબ તો ભલા કૈસે હોય, બેટા કપુત હુઆ પૂરા.

ભાઇ મુઝે નહીં ખબર, હાથ રખું પાઉં પર,
માલુમ હોતા તો લેતી જહર, તુમકું મેં બતાતી.
બેટા નહીં યે તું સમાન, મેં તો અબહી દેઉંગી પ્રાણ,
હુઇ મે ગુરૂ હત્યારી જાન, કાલા મુંહ મેરા હુઆ.
ગુરૂ સાહેબ મહારાજ, તુમકું કયા જી હુઆ આજ ?
મેરે ઉપર પડી ગાજ, શિર પછાડને લગી
મૈનાવતી કરે શોક, રોને લગે નગરકે લોક,
રોવે પીછે છાતી ઠોક, નાથ નાથ પોકારે.
રાજાકું બડી લગી આંચ, અબ મેં ભી મૂઆ સાચ,
કોન સમાલે યે આંચ, કરૂં અબ મે પેટ કટારી
રાજા શર્ણ ચલે જાત, રૂમાલ લેકર બાંધે હાથ,
કાનીફ જોગીકું મિલને આત, નાથ ગોડ બંગાલે
કાનીફ બૈઠા ગુસ્સા કર, રાજા ગિરા ચર્ણ પર,
દયા આઇ દેખકર, બેટા અબ રોવે કાહેકું ?
કાનીફ કહે રે ચાડાલ, તેરા નજીક આયા કાળ,
કોન કરેગા સમ્ભાલ, અબ તુઝે કોન બચાવે ?
ગજા કયું રે હુઆ બેફામ, મૂરખ કયા કીયાહે કામ ?
મેરા સાંઇ મોક્ષધામ, ઉસે દુ:ખ દીયા તુને.
લેઆ છુરી કરો કટાર, રાજા કહે મુઝે ડારો માર,
મે હુ ખડા ગુન્હેગાર, જો ચાહો સો કરોજી.
કાનીફ કહે રે રાજા જાઓ, તીન પુતલે બના લાઓ,
ખાઇકી જગા બતલાઓ, તેરા ભલા હોયગા.
હુકમકી બધાઈ સબ જાન, પુતલે હાજર કીયે આન,
સુદર રૂપ તેજવાન, બિના પ્રાણ ખડે હે.
તીનો પુતલે લેકર સાથ, રાજા ઓર કાનીફનાથ,
ખાઇકે પાસ ચલે જાત, ગુરૂ સાહેબ પોકારે.

બજાઇ શિંગી કીયા નાદ, જાલીંદ્રકી ખુલી સમાધ,
કોન હે રે તેરે સાથ, પુતા કયું રે જગાયા ?
પુતા જીઓ કહે નાથ, ઓર કોન હે તેરે સાથ ?
પકડ્યા ગોપીચંદકા હાથ, જો જાનો સો કરોજી.
પાપી ગોપીચંદ રાય, કાહેકું લેકર સાથ લાય ?
જલ બલકર ખાખ હો જાય, કહે નાથ જાલીંદ્રજી.
પુતલા ગયા જલ બલકર, રાજા કાંપે થર થર,
બહોત હી લગાહે ડર, કછુ ભલા નહીં હુઆ.
તીનો હુકમ તીનો જાન, પુતલે હો ગયે દાનાફાન,
રાજા ભયા કંપાયમાન, પ્રાણુ કાંહાં છુપાઉં ?
પેટમેં બડા પડા ધાક, કોન સુનેગા મેરી હાક,
તીનો પુતલે હો ગયે ખાખ, અબ મુઝે કોન બચાવે ?
ગોપીચંદકા પકડ્યા હાથ, ખાઈ પર ઠાડે કાનીફનાથ,
પોકાર કહે રે ગુરૂનાથ, મેરી લાજ રખોજી.
ગુરૂ કહે પુતા પ્યારે લાલ, કાનીફ બેટા મેરા બાલ,
તેરે સાથ કોન હે રે લાલ, પુતા સાચ કહો રે.
કાનીફ કહે જોડ હાથ, ગોપીચંદ મેરે સાથ,
જો જાનો સો કરો બાત, સાંઇ બીર્દ સમાલો.
જાલીંદ્રજી મહારાજ, કહે કાનીફ જોગીરાજ,
રાજા ગોપીચંદ આજ, આજ અમર હો જાવે.
પાપ ગયા જલ બલકર, ગોપીચંદ હુઆ અમર,
દીયા જાલીંદ્રજીને વર, સત્ય સત્ય તિ વાચા.
ખાઇમેંસે નિકાલે નાથ, દેખ્યા' કાનીફ રાજા સાથ,
શિર પર રખા ગુરૂને હાથ, રાજા અમર હો ગયા.
નોબત બાજે ઝડાઝડ, છૂટી તોપોં ભડાભડ,
બાણુ ગર્જે ગડાગડ, રાજા અમર હો ગયા.

માગણ ચારણ ઓર ભાટ, ચોંહી સરદારોંકી હાટ,
જાન મિલીહે આફત કાટ, રાજા અમર હો ગયા.
રાણી સબ દેખ આકર, બલૈયાં લેતી હે ઉતાર,
મોતી ગિરતીહે પાઉં પર, રાજા અમર હો ગયા.
મૈનાવતી કહે આન, બેટા દીયા મુઝે દાન,
કાનીફજીને બચાયા પ્રાણ, રાજા અમર હો ગયા.
અન્નદાન વસ્ત્રદાન, ગૌ ભૂમિ દ્રવ્ય દાન,
સુંદર મિઠાઈ બડે પાન, રાજા અમર હો ગયા.
હુઆ આનંદ ઘર ઘર, ખુશ હુએ નરનારી નગર,
ધન્ય કાનીફ જોગેશ્વર, ગુરૂ જાલીંદરજી ધન્ય હે.
રાણી રણવાસ જાન, નગરલોક સબ હી જહાન,
બડે ગર્જે નોબત નિશાન, જહાન વિદાય હો ગઇ.
ગુરૂસાહેબ ગરીબનવાજ, મુઝે ઉપદેશ કરો મહારાજ,
મેં અબ નહીં કરૂંગા રાજ, તુમારે પાસ રહુંગા.
રાજકે અમલમેં હુઆ અંધ, મેને છોડા રાજ ફંદ,
ફકીર હુઆ ગોપીચંદ, કહા ન માના કીસીકા.
તજા સબહી પરિવાર, મુદ્રા પહની કફની ડાલ,
કફની મેલી શૃંગાર, ભિક્ષા માગને ચલા.
શિંગી પત્રી તુંબીપાક, અલક કહકર મારે હાક,
તનકુ લગા દીયા ખાખ, જોગ ખૂબ સજ્યા હે.
તજ્યા મુલક ઓર મહાલ, શિરકે છૂટે લંબે બાલ,
અંખીયા ભઇ હું ઢે લાલ, ચાલ ચપલ ચલતાહે.
કફની શોભે બુટ્ટેદાર, જોગ જુગતી શૃંગાર,
ગુરૂકા નામ મુખમેં ધાર, અલક અલક પોકારે.
ઝોલી ડાલી બગલકે બીચ, કુતકા લીયા હાથકે બીચ,
જાય ખડા મહેલકે બીચ, ખડેસે અલક જગાયા.

મૈનાવતીકે મહેલ જાય, ખડા રહ્યા જોગીરાય,
ભિક્ષા લાવ રે મેરી માય, કહ્યુ હાજર હોય સો.
રોવે મૈનાવતી માય, જૂઠી કરે હાય હાય,
બેટા ગોપીચંદરાય, તુને જોગ કયું લીયા?
ગુરૂને ભલા કીયા આજ, દીયા નિરંજનકા રાજ,
મેરા સફલ હુઆ કાજ, મૈયા અબ દયા રખો રી.
ચર્ણ ઉપર રખ્યા ભાલ, મૈયા મેં હૂં તેરા બાલ,
ગુરૂને લીયા હે સમ્ભાલ, મૈયા અબ દયા રખો રી.
માતા કહે રે બેટા જાઓ, ભિક્ષા લેકર જલદી આઓ,
રાજા નિકલા નંગે પાઉં, રાણીકે મહેલકું ગયા.
સાહિબકા નામ લેતા જાય, રાણી મૈયા ભિક્ષા લાવ,
રખો ગુરૂ ઉપર ભાવ, ગુરૂ ભલા કરેગા.
રાણી સબ દેખ આકર, સિર પછાડે રોય રોયકર,
હાય હાય કયા હુઆ કહર, સબકે ઉપર કયા હુઆ?
કહો રાજાજી મહારાજ, તુમકું કયા હુઆજી આજ?
કૈસા છોડ દીયા રાજ, માતા હમકું કાહેકું કહો?
રાજા કહે સુનો બાત, જબ મેરા રાજ તુમ રાણી સાથ,
અબ તો ફકીર તનાજાત, માતા કહે સબનસો.
જોગ લીયા જીસકે પાસ, ઉસકા હો જાય સત્યાનાશ,
છોડાઇ બારાસોકી આશ, વો ચાંડાલ કાંહાં હે?
ચાર પ્રહરકી લેનદેન, ચાર પ્રહર નિદ્રા રેન,
કીસ વક્ત કરેગા ધ્યાન, હેવાન કયું હુઆ રે?
શ્રી નરહરિ કેશરીનાથ, ઓર લછમનસાંઇ નાથ,
મહીપતિદીન ચેહ બાત, કહે ઘોલ બજાયકે.

તારે ઘેર ભડારી કુબેર તણા,
તારે એકે વાતમા નહીં રે મણા
તારો પિયુડો ઘેર ને ઓઢે નહીં,
તે તુજને કેમ ગમે રે સાડી ?

દોહા

ગવરી કહે નારદ સુનો, જાઓ કૃષ્ણ દરબાર,
વહાલી અળખામણી તને, જાંહા ઘણેરી નાર.
ગવરી કહે નારદ સુનો, ક્યા જૂઠી વિદ્યા લઈ ફરો,
રાઢો ઘાલો નારમા, જ્યા ઠરો ત્યાંથી બળો

તોટક.

તબ ભાગીયા દેવ નારદ રૂષિ,
તે તો આવીયા લક્ષ્મી પાસે ધસી

દોહા.

નારદ કહે સુન લક્ષ્મી હુ, ગયો ગવરીની પાસ,
નિંદા કીધી મે શિવ તણી, મુને શક્તિએ દીધો શ્રાપ
લક્ષ્મી કહે નારદ સુનો, એ શું કીધું કાજ ?
શાને ના ગયા શિવજી કને, તે છે ભોળો ગજ.

તોટક.

તબ ઉઠ ચલે શિવનાથ ભણી,
ભોળો નાથ જ્યાં તપસ્યા કરે છે ઘણી

દોહો.

સાચે દિલ રાચે નહીં, જૂઠે લાગે જવાળ,
એક બચન એસો કહું, ઉઠ ચલે કૈલાસ

ત્રોટક.

જોગી કાહેકું જગલ ધ્યાન ધરે,
જોગી કાહેકું બનમે તપસ્યા કરે?
તારી પારવતી તો પીઅર ગઇ,
તારા કૈલાસમા બીજુ કોઇ નહીં
તારો નદી બશઢે ત્યાં ઘાસ નહીં,
એવી નારદે જૂઠી વાત કહી
ત્યારે શંકરને કાને સુરત ગઇ.
એ વીતે રે આકાશ થઇ
પટકી તવ આદડી દૂર કરી,
ઝટકેથી દિગાબર હાથ ચઢી
ભોળોનાથ ચાલ્યા કૈલાસ ભણી,
અતિરૂદ્ર તે અરૂણ નેત્ર કરી.
તપે અંગ અગ્નિનુ જેમ તપે,
તબ માતા તે મોહિની રૂપ ધરે
નદીઆને નીરી ઘાસ ઘણી,
ભરીયા તે શરબત માટ ભરી.
કશો વાંક નથી રે નારી તણો,
નાથ નવ રાખશો મુજ પર આમળો
એવું કહી પારવતી બેઠા જ્યાંહા,
એટલે ભોળાનાથ આવ્યા તાંહા
પારવતી પિયુની પૂજા કરે,
તવ શકર ઉલટા ક્રોધ ધરે
સ્વામી શો રે અપરાધ ગુન્હો કશો,
અબળા પર રોષ ન રાખો અમો.

હું તો વાત ન જાણું પીઅર તણી,
મારે માથે હજો તમ સરખા ધણી.
એવાં જુગતે જુગતે વચન કહ્યાં,
તવ શંકરનાં અંગ શીતલ થયા
તવ કાળ ને ક્રોધ તે સર્વ ગયા,
શંકર ભોળાનાથ પ્રસન્ન થયા.
તવ શંકર કહે સુણો પારવતી,
શાને વાત થઇ તમારી વતી ?
આપણે ઘેર સહજે આવી લક્ષ્મી.
કહી વાત તે તો મુજને ના ગમી.
એ નારીએ કંથ ભિખારી કહ્યો,
તબ મેં એનાને આહિર કહ્યો.
ફિર એણે મરાવન તાત કહ્યો,
એમ બોલતાં બોલતાં રોપ થયો.

દોહરા.

શંકર કહે ઉમીઆ શુણો, એક અમારી વાત,
આપણ વસીએ એને આસરે, કેમ લહીએ એની સાથ ?
ઉમીઆ કહે સ્વામી શુણો, એક અમારી વાત,
મોટા કૈલાસપતિ, કે મોટા વૈકુંઠનાથ ?
હું વનમાં તપ કરૂં, ધ્યાન એનું ધરવા,
વનમા જઈને ધ્યાન ધરૂં, ભક્તિ એની કરવા.
ભરણ પોષણ ભગવાન છે, અન્ન જલ એને હાથ,
ત્રણ લોક તારણ તરણ, મોટા વૈકુંઠનાથ.
તે સમે કૃષ્ણ ઘેર આવીયા, ઘરમાં દીપક નાહીં,
ધુંધ લગાવ્યો નારીએ, કૃષ્ણ પૂછે કાંય ?

કૃષ્ણ કહે શુણ કામિની, કોણ નાર તમ સાથે લઠી ?
વાસ તજાવુ વજકો, કાઢી મૂકુ અબ ઘડી
લક્ષ્મી કહે સ્વામી શુણો, એક અમારી વાત,
હું ગઇ'તી કૈલાસમા, જોગણ લઇ મુજ સાથ
વિખ હાલાહલ લીયો, ચૌદ રત્ન તે લીધ,
તત્વરૂપ તુ મુજને વરી, તે તો એણે દીધ
વળી હાલાહલ જે હતુ, તે તો એણે પીધ,
શકરના પ્રતાપથી, મે રાજ વૈકુઠનું લીધ
વળી બાળીને ભસ્મ કરે, તે મુજથી નવ થાય,
જન્મ ધરી મે શુ કર્યું, ચારી ગોકુળની ગાય
લક્ષ્મી કહે સ્વામી શુણો, એક અમારી વાત,
મોટા કૈલાસપતિ, કે મોટા વૈકુઠનાથ ?
હરિ કહે મોટા હરા, વળી મોટા એ હરિ,
આત્મા દોનુ એક છે, પણ દેહ જુજવી ધરી
લક્ષ્મી ઉમીઆ એક છે, જૂદા નવ કહેવાય,
કર જોડીને કરગરે, દાસ મોકમ ગુણ ગાય
સવાદ લક્ષ્મી ઉમીઆ તણો, જે શીખે ગુણ ગાય,
ભવસિંધુ સહજે તરે, ફેરા ચદ્રાયણ થાય



# એક પદવાળાં.

## ગુજરાતી.

---

### હેમખણ.

દયા ડુંગર ચઢી જુઓ, સામે બેઠા સાંઈ સાધુ;
ધર્મ ડુંગર ચઢી જુઓ, સામે બેઠા સાઇ રે. દ०
સાનમા તમે સમજી જુઓ, જુઓ મન ચઢી રે;
ઘડયા ઘાટ ભાગી જાશે, સુઝે નહીં પલ ઘડી રે: દ०
સાત સાયર હડહડે જેમ, ગંગા જમુના ખડી રે;
ફરી નાવ બૂડી જાશે, સાચા ઉતરે તરી રે: દ०
નામ વાજાં વાજીયા ને, નયને નિરખ્યા હરિ રે;
ત્રિવેણી પર શ્યામ બેઠા, અધર આસન કરી રે: દ०
પાચ તત્વ ત્રણ ગુણ, વાતો સર્વે ખરી રે;
હેમખણ કપડી બોલીયા જેને, સાચી વસ્તુ જડી રે: દ०

### કલ્યાણ.

ધન્ય એકાદશી, એકાદશી કરીએ તો વૈકુંઠ પામીએ. ધ०
મારે એકાદશી વ્રત કરવાં છે, મારે ધ્યાન ધણીનાં ધરવાં છે,
મારે ભવ સાગરમાં તરવાં છે, ધ०
વ્રત એકાદશીનાં સારાં છે, મારા પ્રાણ સંગાથે પ્યારા છે,
મારે ઘેર ગંગાજી પધાર્યાં છે, ધ०

જે એકાદશી વ્રત નવ જાણે, તે નિર્જળ કુવે દોરડાં તાણે,
પશુ પક્ષી વત તે શું જાણે, ધ૦
દિન એકાદશીને અન્ન ખાશે, તે જમરાજાનો ચોર થાશે,
તે પ્રભુને મંદિર કેમ જાશે, ધ૦
જેણે એકાદશી નિમ લીધા છે, તેના પુણ્ય પદારથ સીધ્યાં છે,
પ્રભુએ પોતાનાં કીધાં છે, ધ૦
પ્રભુ દુર્વાસાને દંડ દીધો, રાય અમરીષે અનુગ્રહ કીધો,
ભટ કલ્યાણ દાસે રસ પીધો, ધ૦

## તુલાપુરી.

શુંઢાળા સમરીએ રે સ્વામી, નવ ગુણવા ગુણપતિ. શું૦
ગણપતનાથ પકડોને હાથ, પ્રસન્ન હોશે પાર્વતી,
સર્વ દેવતા કરે સેવના, દર્શન કમળાપતિઃ શુ૦
વાસુદેવ કરે કલોલા, સુખમણ સાંઢ ઝુલતી,
એકદંતા દયારેવંતા, ફરી કરૂ વિનતિઃ શું૦
દેખી ડરે સલામ સહુ કરે, મહા વિકાળ મૂરતિ;
ચાર ભુજા સ્વામી આપ બિરાજે, રિદ્ધ સિદ્ધ બેઉ સતીઃ શું૦
પૂજા પત્રી રાત દિવસ રે, ધુપ દીપ આરતી;
સ્વામી તુલાપુરી એણી પેર બોલ્યા, આદ્ય નમું દો શુભ મતિઃ શુ૦

## પુંજો.

હો રામ આજ મારા ભાઇ રે, આલમરાજા સમરો જી જી,
હર હર જરણના જામા પહેરો હો૦
કાયામા કૂડ કપટની કાની જી, એ તો આવતાં જાતાં વહેરે;
સાબુરી તાંત સમુદ્રમાં બેઠા જી, એને બુડંતાં કોણ તારે? હો૦
ઘડ્યો ઘાટ ઘડીમાં ભાંગી જાશે જી, નર ખાખમાં ખાખ સમાશે;
રત્ન કાયા જીવડા ઉભી ના મેલો જી, ફરી આવ્યાની આશેઃ હો૦

કોણુ નગરીમાં કોણુ કોણુ રાજા છે, તેના કોણુ પ્રધાના?
ચોકીદાર ફરે દળ ભીતર છે, પેલા ઠગીઆ ચોર ન હાલેઃ હો૦
પાણીના બુંદ પવન કેરા થંભા છે, એ તાપ વિના પિંડ કાચો;
પરજાત પુંજો એમ બોલ્યા છે, મારો આલમ ધણી સાચોઃ હો૦

## સંતરામ.

રોગ થયો ને ઉપાધિ વ્યાપી, કાંઇક ઓસડ કરજે;
બાજી રચી તેમાં મરી પછી તું, હરિને હૃદયે ધરજે.
મમતા મરચી લેળી કરીને, સવળાં સવળાં ખાજે;
વૈદ વિઠ્ઠલો શોધી લઇને, ચર્ણ તેહના સાહાજે.
દુગધાના તો ઠહામ પડીયા, આશા તૃષ્ણા વાધી;
લોભ લાકડું મૂકી દઇને, પરમારથ લે સાધી.
આ સંસારે અનંત રોગો, તેમાં મોટા પાંચ;
એક ઘડી તે જંપે નહીં ને, કરતા ખેંચાખેંચ.
જાલીમનું છે જોર ઘણેરૂં, હીંડે રંગમાં રાતો;
રાત દિવસ નિદ્રા નહીં ને, ફરે સઘળે ધાતો.
કૃષ્ણ નામનો ક્વાથ કરજે, ગોવિંદ નામની ગોળી;
ચતુર્ભુજ ચર્ણામૃત કરીને, પીજે તેમાં ઘોળી.
જગદીશ નામની જડી બુટ્ટી, મનુષ્ય દેહીને લાધી;
ઓળખીને ઘસી પીએ તો, જાયે સઘળા વ્યાધિ.
એક ચિત્તનું ચુરણ કરજે, પ્રેમ કરીને પાય;
કહે સંતરામ માની લેજો, રોગ સમૂળા જાય.

## ભૂધર.

અખંડ ભજન કરો દિલ ભીતર,
એણી વાટે હોય ઉજળાઇ રે છે. અ૦
પ્રથમ તે સમરૂં નંદ ગણેશા, તમ સમર્યે શુદ્ધ પાઇ;
હુકમ હુવો ધણી નકલંક દેવનો, શંકર શીપ નમાઇ રેઃ અ૦

નાહ્યા રે ધોયા કયા ભયા, જીને ભીતર લેખ ન પાઇ;
સ્નાન જપો દુનીઆની રે શોભા, ભરમમું ભૂલ્યા મેરા ભાઈ રે: અ૦
પત્થરા રે પૂન્‍ત્યા સેવા કીધી આવા, શિર પર બોજ ઉઠાઇ;
દિલ ખોલો માંહિલાને પૂછો, દેવ હોય ઘટ માંહિ રે: અ૦
બાર બાર મેઘ જેને જળ ભરીયા, માંહિ દીઠી સકળ કમાઇ;
સુરત નુરત હે દો પાણીઆરી, પલમાં ઘડા ભરી લાઇ રે: અ૦
આ કાયામાં હંસલો બિરાજે, હંસલી જ્યોત સવાઇ;
હંસા રે બેઠા મોતી ચરવા, રમતે રમત ભલી પાઇ રે: અ૦
ગુરૂજી અમારા સતના બેલી, અગમ્યની ઓળખાઇ;
દાસ ભૂધર તે એણી પેરે બોલ્યા, નકલંક દેવને વધાઇ રે: અ૦

## વનમાળી.

ગરબો.

તમે કેમ આવ્યાં વ્રજનાર, મંદિર પરહરીયાં;
પરહરીયાં નાનાં બાળ, વ્રજની સુંદરીઆં. ત૦
અર્ધ નિશા રૂડાં મંદિર તજીને, આવ્યાં વન મોજાર રે;
એક એક પે દિસોછો રૂડાં, તમે છો કુળવંતી નાર: મં૦
વેદ પુરાણમાં શુણ્યું હશે જે, સ્ત્રીએ ભજવો કંથ રે;
ધર્મ તમારો તમને કહું છું, જુઓ વિચારી ચંત: મં૦
મનડાં વિમાસી અબળા ઉભાં, શું કહો છો પ્રાણજીવન રે;
અમે ભજીએ વનમાળીનો વહાલો, વિનવે ગોપીજન: મં૦

## કાન્હપુરી.

પડવાની પણ પ્રીત–રાગ.

નહીં આલું નંદના લાલ, મહીડાં મારાં રે;
મારા ગામમાં વિઠ્ઠલરાય, કહેવાડ તારાં રે.

આણે મારગ રખવાળ, કોઇ ન્હોતો દાણી રે;
એ મારગ જાતાં આજ, ચુંદડી તાણી રે.
નવલખ નંદાજીને ધેન, આગે દિન હુતો રે;
ક્યા ગયો' તો આટલા દિવસ, હવે થયો છતો રે.
એક આસોપાલવનાં ઝાડ, શીતળ છાયા રે;
એક રોતાં મેલ્યાં બાળ, લાગી તારી માયા રે.
તને ખ્હીવરાવીને જાઉં, નારી હું તો એવી રે;
કાન્હ તને મારે આણ, કંસની દેવી રે.
તારા કંસનો કાઢું વંસ, એ શું બોલી રે?
મળ્યા કાન્હપુરીનો નાથ, બાળ બ્રહ્મચારી રે.

## મૂળદાસ.

ધન્યાશ્રી.

ભવિષ્યે માંડ્યું હોય તે થાય,
ડાહ્યાનું ડહાપણ કામ ન આવે, કરો કોટી ઉપાય. ભ૦
કર્તા હર્તા રઘુનાથજી, તે કેમ વનમાં જાય?
સતી સીતાને કલંક ચઢાવ્યું, રાવણ શીષ રોળાય: ભ૦
ભીમ અર્જુન સહદેવ નિકુળ, ધર્મરાય કહેવાય;
પાંચ પાંડવો દેખતાં સતી, દ્રૌપદી કેમ લુંટાય? ભ૦
પરીક્ષિતને રઠ લાગી ત્યારે, મૃગયા રમવા જાય;
તપસ્વી રૂષિને સંતાપ્યા ત્યારે, સર્પ તણો ડંસ થાય: ભ૦
જનમેજય પરીક્ષિત જેવા, તે પણ રાજા કહેવાય;
રંભાને વરવા યજ્ઞ રચ્યો ત્યારે, અઢાર હત્યા થાય: ભ૦
રાજાને જ્યારે હત્યા લાગી, વદન ઝાંખાં થાય;
રામ નામની વાડ કરાવો, તો ઉગરવાનો ઉપાય: ભ૦
મંગળ મુહૂર્ત શુભ ચોઘડીઉં, પહેલું ઘર પુજાય;
મુહૂર્ત દેખાડી લગ્ન લખાવે તોએ, રંગ ભરેલી રંડાય: ભ૦

હાણ્ વૃદ્ધિ તે હાથ હરિને, મન મિથ્યા મલકાય;
કરનાગ તો કરી ગયા ને, અણસમજુ અથડાય. ભ૦
રામ નામના સંવત ચાલ્યા, ઉગ્યા તે અલપાય;
ગુરૂ પ્રતાપે બોલ્યા મૂળદાસજી, હેતે હરિ ગુણ ગાય: ભ૦

## મેઘજીવો.

માથે ઘડીઆળા વાગે,
ઘડીઆળાં વાગે ઘનનન ઘાટના રે, વસમી વાટના રે માo
સુતા કોઇ હરિજન જાગે રે, આવીને ભગાણો ઉજ્જડ વાસમાં રે; માo
જુવાની દિવાની તારી કાલે વહી જાશેરે, પિંજરૂં ભરાણું તારૂં પાપમાં રે;માo
સગું કુટુંબ તારૂં વીટીને એહું રે, કોઇ નહીં આવે તારી સાથમાં રે;માo
જમડાની પાસે કોઈનું જોર નહીં ચાલે રે, લઇ જશે માઝમ રાતમાં રે;માo
હરિગુરૂ વચને બોલ્યા દાસ મેઘજીવો રે,સદગુરૂ ચર્ણે ચિત્ત રાખજોરે,માo

## જેરામદાસ.

ધોળ

જાગ જાગ જંજાળી જીવડા, ભજન કરી લે ભાઇ રે,
દેહ મનુષ્યા દુર્લભ ફરીને નહીં મળે રે.
સોનાના તો સૂરજ ઉગ્યા, પ્રગટ થયાં પ્રભાત રે,
ભાત ભાતનાં ફુલ કમળ દળ ઉઘડ્યા રે
સદગુરૂ શબ્દે કુંચી લાધી, તતક્ષણ ઉઘડ્યાં તાળાં રે,
વાણીથી પર જઇને મૂગાં થઇ રહ્યા રે.
ત્રણ ભુવનમા રંગા ચંગા, ઝણકારા બહુ વાગે રે,
આભમંડપમાં ગાજે અનહદ એહ તણા રે
જ્ઞાન રવિ ઘટ ભીતર પ્રગટ્યો, તિમિર મટીયા ત્યારે રે,
અંતરમાં અજવાળાં ચોગમ જળહળ્યાં રે

# હિંદી.

... ...........

## નાભો.

વસન્ત.

રસ હોરી ખેલે સુજાન રાય,
સર્વ કુંવરી ઝરૂખે ઝાંખે આય ૨૦
તાંહાં મહાદેવ સાજ લીયા મૃદંગ, રૂપિ નારદ નાચે લે ઉપંગ,
તાંહાં તાલ લઈ ગાવે જેદેવ, તાંહા નાપો પ્રીપો નામદેવ, ૨૦
રોહીદાસ બજાવે નવલ વાજ, ગાવે આશાગોડી વસન્ત રાગ,
તાંહાં સનકાદિક ખેલે સુજાર, તાંહાં નિગમ ઉચ્ચારે જેજેકાર, ૨૦
તાંહાં કેશર કુમકુમ ભરેહે માટ, તાંહાં સેન ભક્ત દીએ બાટ બાટ,
તાંહાં પિચકારી બલીભદ્ર હાથ, પ્રહલાદ વિભિષણ વિદુર સાથ, ૨૦
તાંહાં રંકા બંકા કાલુ કેવલદાસ, દાસ દેવ કરે પ્રેમ પ્રકાશ,
તાંહાં રમે નરસૈંયો આસપાસ, પ્રેમ સહિત ગાવે મીરાં દાસ, ૨૦
ગુરૂ રામાનંદ કથે બ્રહ્મજ્ઞાન, તાંહાં કબીર ચલાવે શબ્દ બાણ,
આગ્રહ કર ચર્ચે અખીલ, વ્યાસ અમરીષ શુકદેવ વીર, ૨૦
હોરી ખેલત ખેલત બન્યો રંગ, તાંહાં અનંત કોટ લીયે સત્સંગ,
તાંહાં એકી બેર મેરા રાખ્યો માન, જન નાભાકું દીજે ભક્તિદાન, ૨૦

## દાદુ.

સદા સંગાથી, મેરે રામ કારણ તોરે. સ૦
કંથા પહેરૂં ભસ્મ લગાઉં, વેરાગણ હોય ઢુંઢું; મે૦
ગિરિવર વાસા રહું ઉદાસા, ચઢી શિર મેરૂ પોકારૂં; મે૦
યહ તન ગાળું ઓર મન મારૂં, કરવત શીષ ચઢાઉં; મે૦
શિર ઉતારૂં તુમ પર વારૂં, દાદુ બલ બલ જાઉં; મે૦

## રઘુનાથ.

ગાફલ મત રહના એટા–રાહ.

ગુરૂને અમલ પીલાયા બે, સુજકુ ફકીર બનાયા બે. ગુ૦
અગમ નિગમકી ખુટ્ટી ચેરી, ગુરૂગમ બનકા પાણી;
મન કુ ઉમેં ખૂબ રગડ કર, ગઈ ઝુલાયા બે: ગુ૦
આત્મજ્ઞાનકા લીયા કટોરા, ઘર ઘર માગું ટુકા;
કામ ક્રોધકી ધુની જલાઉ, નિશદિન બાજે ડંકા: ગુ૦
ઔઠ હાથકા લાલ પિંજરા, મોહ પોપટ બોલે;
નિરંજન રઘુનાથ ગોસૈયા, અંતરકે પટ ખોલે: ગુ૦

## પ્રીપાજી.

કલ્યાણ.

મેરો મન હર લીનો, રાજા રણછોડ મે૦
ત્રિકમ માધવ હરિ પુરૂષોત્તમ, કુબેર કલ્યાણકી જોડ; મે૦
રાધા રૂક્મણી ઔર સતભામા, જાંબુવતીકી જોડ, મે૦
શંખ ચક્ર ગદા પદ્મ બિરાજે, મુખ મુરલી ઘનઘોર; મે૦
મોર મુગટ શિર છત્ર ધરે હે, કુંડલકી છબી ઔર; મે૦
આસપાસ રત્નાકર સાગર, ગોમતી કરતી કલોલ; મે૦
ધ્વજા પતાકા સુંદર ફરકે, જાલક કરે જકજોર; મે૦
સબ ભક્તનકે કાજ હી પ્રગટે, નામ ધર્યો ઠોર ઠોર; મે૦
પ્રીપાજીકી યેહી અરજ હે, જય જય જુગલકિશોર; મે૦

## ધર્મદાસ.

જબસે ભયે બેરાગી,
હો મેરે સાધુ જોગકી નામ હે ઉર લાગી. જ૦
પિયા પિયા સર્વ હી બોલે, મેં પિયાકા શબ્દ સુન જાગી; હો૦

જોગન હોય મેં બન બન ઢુંઢું, પિયા ઉપર દેશ ત્યાગી; હો૦
લોક લાજ કુલ સાન વિસર ગઇ, નામ અમલ રસ ભાગી; હો૦
કપટ કુચાલ કુસંગત છૂટી, ચેત ચિત્ત જીવ જાગી; હો૦
ધર્મદાસ પિયા અપના પાયા, પિયા ઉપદેશ અનુરાગી; હો૦

## રામાનંદ.

પદ નિર્વાણા, લિખે કોઇ વીરલા. પ૦
બિના રસનાકો અંતર ધ્યાના, લિખે સો પુરૂષ પુરાણા; પ૦
કર્મ છૂટે તબ ભ્રમ ન રહાના, સદગુરૂ મત લેકે દિલ ધ્યાના; પ૦
તીન લોકમેં કાલ સમાના, ચૌદ લોક સત્ય નામ નિશાના; પ૦
રામાનંદ યે કરત બખાના, સાહેબ કબીરકા નિર્મલ ગાના; પ૦

## રતુ.

લાવણી.

સુનો સાહેલી રહું એકેલી, બેલી બિના મેરે જોબનમેં,
ચતુર્માસકી ઘટા ઘેરાની, પાઉસ પાની આંગનમેં;
આષાડ માસે પિયા ન પાસે, ઘોર ઘટા કર ઘન ગર્જે,
ચહુદિશ ઘનમેં વિજલી ચમકે, દેખ મેરા જીવડા લરજે. સુ૦
શ્રાવણ મંગલ ગાવન સખીયાં, દોરત દોર હિંદોરનસે,
વૃંદાવનકી કુંજગલનમેં, નિરખત નંદકિશોરનસે;
લતા લિપટ રહી વનવેલી યોં, લાલ લિપટ રહી ફુલનસે,
કેસી લિપટ રહી મનમાની, અપને અપને પ્રીતમસે ! સુ૦
ભાદુર રૂતકે બાદર કજરે, લેખ ચઢે હી ભયંકરકી,
બગસ માસ હીંગલાજ પરસિદ્ધ, સેના ચઢી સો શંકરકી;
ગોખ ઝરૂખે ખડી અચાનક, ડરી સો અપને દેહનમેં,
હરિ હરિ કરકે ખડી પોકારૂં, ગિરી સમુદર ગેહનમેં: સુ૦

આસો માસે ચલી અલબેલી, થાલ ભરી ગજમોતનકી,
ઘર ઘર દીપક મહલ બનાયે, ઝગમગ લાગી જ્યોતનકી;
આયે મુરારિ નિરખત નારી, પ્રિયા પ્રેમ અપના પાયે,
કર્પૂર થાલ ઉતારે આરતી, દાસ રતુકે મન ભાયે: સુ૦

## શંભુપુરી.

કર્જ કાઢકે માલ પરાયા, વેશ્યા નાચ નચાયા હે,
મુઠી ભર સાધુકું ન દેતા, કહે અનાજ નહીં આયા હે
પાંચ સાત જહાં મિલકર બૈઠે, જુઆ જુદ્ધ મચાયા હે,
સુકા સુલફા ચરસ તમાકુ, ગાજા બહોત ઉડાયા હે
ઘુંટ કસુબા કહે રામરસ, વામેં ચિત્ત લગાયા હે,
પરનિંદા ઓર ચાડી ચુગલી, બાર બાર જગ છાયા હે
સત્ય વચન કોઇ કહે ન જગમેં, જૂઠા જગકો ભાયા હે,
જહાં અન્યાય હોત સ્ત્રીઅન પર, નયનાં નિંદ સતાયા હે.
કહતા સુનતા બકતા મૂરખ, મૂઢતા મૂઢ પચાયા હે,
કહે શંભુપુરી કહત શંભુસે, શંભુશર્ણે આયા હે

## બિહારી.

દેવગધાર.

આજ બધાઈ હો બરસાને આ૦
પંચ શબ્દ બાજત સુની સુરમુની, દેખે ન મન તરસાને; આ૦
કીર્તિ કુખ પ્રગટી વ્રજભૂષણુ, રાધા પદ દર્શાને; આ૦
લલિત નિકુંજ બિહારી જનકી, રૂપ રહિત સરસાને; આ૦

## • જ્ઞાનદાસ.

સીતારામ મિલન કબી હોય—ગઢ.

મોમે રામભજન કૈસે હોય, દુગધા પાસ ખડી. મો૦
બાલાપન સો ખેલ ગંવાયા, બાલકકી બુદ્ધ હોય;
કરના બીકના અંગ સંગ ડોલે, દર્પણમેં મુખ જોય: દુ૦
અન્નરસ 'મિષ્ટરસ ખટરસ ભાવે, રંગરસમેં દિલ હોય;
ભૂખ પિયાકે અંગ સંગ ડોલે, ભક્તિ કાંહાસે હોય? દુ૦
ભટકત ભટકત આયા બુઢાપા, ભાવ ન પૂછે કોય;
અબ પસ્તાકે કાહા કરેગા, બાજી ગયા સબ ખોય: દુ૦
કુડ કપટમેં દિન ભર ગુજર્યા, રાત દિનમેં સોય;
જ્ઞાનદાસ કહે તુમ ગિગ્નિારી, પાપ દીયા સબ ધોય: દુ૦

## જ્ઞાનાનંદ.

મહીદીપની ચાલ

દેખો રે નંદલાલ અજબ, બની ઠની ઘર આવે;
બની ઠની ઘર આવે, હાં મોરે મન ભાવે દે૦
શિર પર અલબેલી પાગ, ઝુક રહે પેચ જાગ;
કુંડલ કપોલ મોરે, મનકું લોભાવે: દે૦
ભ્રકુટી કુટીલ ચપલ પલક, મ્રીગનનન કાન્તિ ઝલક,
કેશરી સી તિલકવામેં, કામ લજ્જા પાવે: દે૦
જંગીઆ પહેરે શોભીતા. કટિ પરે પટી ઓપીતા,
ફુલનકી માલા અધર, બંસરી બજાવે: દે૦
ગજકી જુ ગભીર ચાલ, લટકત મટકત ગોપાલ,
જ્ઞાનાનંદ નિરખ નિરખ, હરખી ગુણ ગાવે: દે૦

## ચતુર્ભુજ.

રામગ્રી.

ઝુલો પાલને ગોવિંદ. ઝુ૦
દધિ મથી નવનિત કાઢું, તુમકું દેઉં આનંદ કંદ; ઝુ૦
કંઠ કંઠમાલા લાલ લટકે, ભ્રકુટી મનકે ફંદ; ઝુ૦
નિરખી નિરખી ક્ષણુ ક્ષણુ ઝુલાઉં, ગાઉં લીલા છંદ; ઝુ૦
છોટી છોટી દંતીઆં સુખકી નિધિયાં, હંસની હે કછુ મંદ; ઝુ૦
ચતુર્ભુજ પ્રભુ બલ ગઇ જનની, તુમ પર ગોકુલચંદ; ઝુ૦

## દુલમદાસ.

મોસે રામભજન કૈસે હોય–રાહ.

સીતારામ મિલન કભી હોય, અંદેશવા લાગ રહી. સી૦
એસા મોરે મનમેં ભાવે, ચલો હરિકે દેશ;
સાધુ ચલો હરિકે દેશ;
હરિ મિલે તો બડા ભાગ્ય હે, નહીંતો કઠિન પરદેશઃ અં૦
જબ લગ તેલ દીવેમેં બત્તી, સુજ પડે સબ કોય;
ખુટ ગયા તેલ બુઝ ગઇ બત્તી, લે ચલો લે ચલો હોયઃ અં૦
ગુરૂ બિન મારગ કોન બતાવે, કરીએ કોન ઉપાય;
બિના ગુરૂકી માલા પહને, જન્મ અકારથ જાયઃ અં૦
યે જગ ઢુંઢા વો જગ ઢુંઢા, પાયા અપને પાસ;
સબ સંતનકી ચર્ણું બંદગી, ગાવત દુલમદાસઃ અં૦

## ફરસરામ.

કલ્યાણ.

હો મન પ્યારે હો મન પ્યારે, હરિકો ભજન કર હો મન પ્યારે. હો૦
એકરસના તુમ કયોં અલસાણી, શેષ સહસ્ર મુખ રટત હી હારે; હ૦

જાકે શણ પતીત ગત પાવે, ગુણિકા કુબજા વ્યાઘ્ર ઓદ્ધારે; હ૦
અધમ તરે અધિકાર ભજનમે, હરિસ્મરત સબ અઘ ઓજારે; હ૦
અજામેલ સુત નામ ઉચ્ચાર્યો, જલ ડુબત ગજ ગ્રાહ ઉગારે; હ૦
ફૂરસરામ એસે સમર્થ ઠાકુર, વનચર ભીલ પુતના તારે; હ૦

## સુખરામ.

રામજી બિના મત બોલ, રસના તું. રા૦
ઓર બોલે અપરાધ લગતહે, પડત ભજનમેં ઝોલ; ર૦
સંસાર બાત સબ હી જૂઠી, કદલી છોડ નીમ મત છોલ; ર૦
સ્મરણ સુકૃત કર લે પ્રાણી, યે દો બાત અમોલ્ય; ર૦
સાધુ કૃપા સુખરામ ભણત હે, કીયો હે ગર્ભમેં કોલ; ર૦

## અજબપુરી.

તીન ભુવનમેં ખેલત જોગી, બાલ સ્વરૂપી રહના;
ચાર ખુંટમેં ચલો અવધૂતા, દિલકા ભેદ ન દેના. તી૦
રહેણી કહેણી તુમ કરના પ્યારી, પરઘર પ્રીત ન કરના;
ઈન બુંદસે હીરા નિપજે, સો પરઘર નહીં દેના: તી૦
પરનારીકા પાલવ છોડો, મત લગાઓ મન અંગા;
રાવણકા દશ શીષ કટાયા, પરનારીકે સંગા: તી૦
યારી તો સંતોસે યારી, નહીં ત્રિયાસે યારી;
પલમેં હંસે પલમેં રોવે, પલમેં કરે ખુવારી: તી૦
ગગનમંડલ બિચ ગૌ વિયાણી, જમીન દૂધ જમાયા;
માખન માખન સદગુરૂ પાયા, છાસ જગત ભરમાયા: તી૦
અજબપુરી રૂખડીઓ બોલે, સદગુરૂ વચને રહના;
કાલાઘેલા ગુરૂજી કરના, નગુરા કોઇ મત રહના: તી૦

## તિલકચંદ. -

અંગનો મેલ ઉતારી બાલ કીનો, બાલા ઘર રખવાલા રેજી.
ફેરી ફરંતા સદાશિવ આવ્યા, આવીને અલક જગાવ્યા રેજી
કોનકા યે લડકા કોનકા બાલક, કોન તેરા નામ ભણીજે રેજી ?
ઉમીઆકા લડકા શિવજીકા પુત્ર, ગણપત નામ હમેરા રેજી.
કોપ્યા શિવજી કોપ્યા ભોળા શંભુ, કોપ્યામા ચક્ર ચલાવ્યાં રેજી
નાહી ધોઇને ઉમીઆ બારણે આવ્યાં, કાંહાં ગયા બાલક મેરા રેજી?
મે કયા જાનું સતી તેરા બાલકકું, વ્હાલા તો સ્વર્ગે ચલીયા રેજી.
યાયે ઘુઘરડી ગલે કુલમાલા, રૂમઝુમ કરતા ચલીયા રેજી.
આભકો ઢુંઢું સકલ જગ ઢુંઢું, શીષ કુંજરકા લાયા રેજી.
લંબી લંબી સુંઢ દેખા વિકાલા, યે નહીં બાલક મેરા રેજી.
દોઉ કર જોડી તિલકચંદ બોલ્યા, બોલ્યા છે અમૃત વાણી રેજી

## લાલ.

ડરકા ન હોના દર્દી, બે યારો ડરકા ન હોના દર્દી;
ગિરેગી જબ ગેબી ગીર્દી. એ૦

દર એક ખડ્ડા કૂપ સા ઉંડા, વાવ બડી જેસી ભાઇ,
નદી નહર તાલાવ બડા કોઇ, હે સમુદ્રકી ખાઈ: ડ૦

શાહા સબ ડૂબે સાહસી ડૂબે, ડૂબે કમંડલધારી,
છોટી બડી દુનીઆ સબ ડૂબી, કેસી કરામત ભારી ! ડ૦

યહ ખડ્ડા દરીઆવસે દુના, ડૂબા પાર ન પાવે;
લગા આશરા તીર નિવાસા, પુછો નફા સમજાવે: ડ૦

જર જવાહીર માણુક મોતી, ડારો ખજીના ખાસા;
યહ ખડ્ડા રહે હમેશાં ખાલી, હે કુછ અજબ તમાશા: ડ૦

હે ખૂબ જાદુ યહ ખડુમેં, આકીલ ગાફીલ હોવે;
અપને કુલકી ઈજ્જત ભારી, બની બનાઇ ખોવે: ઠ૦
બેપાર ધંધા હુકમ નોકરી, બુલંદ નસીબા લુંટે;
આદત બુરી અફીમી જેસી, કહો કેસી ફિર છૂટે ? ઠ૦
ભાઇબંધ ઓર બેસ કુટુંબી, પ્રીકી મહોબત માની;
જાંહા દેખે વાંહા ખડુમખડુ, દૂણા દેખે જ્યું પાની: ઠ૦
દરકી દોસ્તી દર બિચ રહના, ફિર ફિર દરમેં આના;
ઉંધે શિરસે દરમેં લટકના, સમજેગા કોઇ શાણા: ઠ૦
બંધ નેનસે નહીં કુછ દેખા, ગાંઠમેં થા જબ બંધા;
ખુલે ચશ્મસે અબ નહીં દેખા, સાથ ચશ્મકે અંધા: ઠ૦
હક ટકકેકું હરામ કરકે, જૂઠા લોજન ચાહાવે;
હોજર હરદમ ઘરકી રોટી, જૂઠ ભીખારૂ ખાવે: ઠ૦
કુરાન પુરાણ કાછ કીતાબાં, હે બડી નાફરમાની;
દરકા દર્દ લગાહે જીનકું, ખાખમખાખ નિશાની: ઠ૦
દમ દમ ડર રખ રખ સાહેબકા, જરૂર એક દિન મરના;
અરસ પરસકા હોકે તરસા, પરસ સરસ ગુરૂ ચર્ણા: ઠ૦
કહે લાલ પરસે ગુરૂચર્ણા, નિજ મુખ શબ્દ સુનાવે;
દર દરદ ડરકા જો બાસા, નહીં સ્વપ્નેમેં આવે: ઠ૦

## શેખમહમ્મદ.

કબ ગયો પેલો મુરલીવાળો—ગઝલ.

અયસા સમજ કર આઓ મોરે સકુલા,
જગમેં જીવન ભંવરા રી અ૦
મિટ્ટિ ખાના મિટ્ટીમેં રહનારી,
મિટ્ટીમેં મિટ્ટી મિલ જાના રી; અ૦

મિટ્ટી ખાકકા ભૂત બનાયા રી,
ઉસમે ડાલા ભંવરા . રી; અ૦
જા દિન ભંવરા નિકલ ચલા હે રી,
પડે મિટ્ટી તન ખાક રી, અ૦
શેખ મહુમ્મદ દુનીઆ દરમ્યાને રી,
જુગ જુગ જુગ જુગ રહના રી; અ૦

## નુકા.

ગુરૂજી આજ લહુ નિર્વાણ ગુ૦
ગુરૂચર્ણસે દાવા રાખુ, શીષ કરૂ કુરબાન, ગુ૦
એકવીશ હજાર છમ્મો ઘોડા, સાથ લીયો નિર્વાણ; ગુ૦
પાચ પચીશ હાથી અસ્વારૂ, ઉપર લાલ નિશાન; ગુ૦
ચાર મહલમે ધુમ મચાઉ, મુલક કીયા મેદાન, ગુ૦
દાસ નુકા કહે સાહ્યા તુમારા, લગાઉં ઉન્મુની ધ્યાન, ગુ૦

## આનંદતનયા.

સબ જગ રૂઠા રૂઠને દે,
મોરા રામજી રૂઠા ન રહાયે, અબ આયે સ૦
મા બાલકકે અગીઆ ઠારે, ઘટા તૂટ બચાયે, અબ આયે; સ૦
ભરી સભામે લજ્જા રાખે, દ્રૌપદીકે ચીર પુરાયે, અબ આયે; સ૦
આનંદતનયા દાસ તુમારી, સંતકી લાજ બઢાયે, અબ આયે; સ૦

# અનિશ્ચિત નામવાળાં.

## ગુજરાતી.



### મીરાંબાઈ.

ક્યા ગયો રે પેલો મોરલીવાળો-રાહ.

કૃપા કરો રઘુનાથ વિશ્વંભર, તુમ સ્વામી અંતરજામી. કૃ૦
ઇત ગોકુલ ઉત મથુરાં નગરી, બીચ જમુના વહે ન્યારી; કૃ૦
શલ્યાની તમે અહલ્યા કીધી, નાવ સહિત તાર્યો માછી; કૃ૦
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, ચરણકમળકી બલિહારી; કૃ૦

ઉપરની રાહ.

થોરી સી જીંદગી જરા સા થોરા જીવના, ક્યા મગરૂરી કરતે જી! થો૦
જલ બિચ કમલ કમલ બિચ કલીયાં, તા પર ભ્રમર લુભાતે જી; થો૦
બાંકી ટેડી પઘડી બાંધી, ગલી ગલી ક્યું ફિરતે જી? થો૦
લંબી લંબી ધોતી પહેની, લંબી માલા ભજતે જી; થો૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, કાયાકી રખ ક્યું કરતે જી; થો૦

---

શામળીઆ ગિરિધરલાલ, અમને ચાકર રાખો જી. શા૦
ચાકર રહેશું બાગ લગાઇશું, નિત ઉઠી દર્શન કરશું;
વૃંદાવનકી કુંજગલનમેં, ગોવિંદલીલા ગાશું: અ૦
ચાકરીમેં દર્શન પાઉં, સમરણ પાઉં ખરચી;
ભાવ ધ્યાન જાગીરી પાઉં, તીનો બાતાં સરજી: અ૦

જોગ કરન તો જોગી આયો, તપ કરને સન્યાસી;
હરિભજન તે સાધુ આયો, વૃંદાવનકો વાસી: અ૦
મોદી પૂછે મદનમોહનજી, કાહા કુછ તેં પાયો ?
ચાર ખુંટ જાગીરી પાયો, અમરપટો લિખવાયો: અ૦
મોર મુગટ પીતાંબર ઓઢે, ગલે મોતનકી માલા,
વૃંદાવનમેં ધેન ચરાવે, મોહન બંસીવાલા: અ૦
ઉંચા ઉંચા મહેલ બનાઉં, બિચ બિચ રાખું બારી;
શામળીઆને જોવા નિકસી, પહર કોસંબી સાડી: અ૦
મીરા કહે પ્રભુ ગિરિધર નાગર, દિસોછો ગંભીર;
ગોવાલનકું દર્શન દીનો, જમુનાજીકે તીર: અ૦

---

અમારા ને અવગુણ રે, ગુરૂજીના ગુણ ઘણા રે જી,
ગુરૂજીના ગુણનો નહીં આવે પાર અ૦
ગુરૂ મારો દેવળ રે, ગુરૂ મારો દેવતા રે જી,
ગુરૂ મારો પૂજાનો કરનાર; અ૦
ગુરૂ મારો સૂરજ રે, ગુરૂ મારો ચાંદલો રે જી,
ગુરૂ મારો નવલખ તારાનો ઘડનાર; અ૦
ગુરૂ મારો જડીયો રે, ગુરૂ મારો મોનીડો રે જી,
ગુરૂ મારો ભલા ભલા ઘટનો ઘડનાર; અ૦
ગુરૂ મારો કાશી રે, ગુરૂ મારો દ્વારકાં રે જી,
ગુરૂ મારો કાશીનો કેદાર; અ૦
ગુરૂને પ્રતાપે રે બાઇ મીરાં બોલીયાં રે જી,
રાખો રાખો સાધુને ચરણે વાસ; અ૦

---

એ કામણ તો પેલે રે કાન્હુડે કીધાં,
દુજા કારણ તો મારી નજરે ન આવે. એ૦

ચૌદ વિદ્યા તો મારો સદગુરૂ જાણે,
ગોડ વિદ્યામાં ગોથાં બેઉ ખાવે; એ૦
જડીબુટ્ટીએ સાજો ન થાયે,
નાડીનો વૈદ મારી નજરે ન આવે; એ૦
રત્નાકર સાગર મહાજલ ભરીયો,
પ્રભુ ઇડાંમાં જીવ કયાંથી લાવે ? એ૦
બાઇ મીરા કહે છે પ્રભુ ગિરિધરના ગુણ,
એ દાસી તમારી બહુ દુઃખ પાવે; એ૦

## નરભેરામ.

તુ હિ ગરીબનિવાજ સ્મરૂં હું, પ્રથમ શ્રી ગણપતિ દેવા રે. તુ૦
થાળ ભરી મોતીડે વધાવું, ધરાવું મિઠાઇ મેવા રે; તુ૦
એકદંત શિર મુગટ બિરાજે, પાર્વતિપુત્ર તે તેવા રે; તુ૦
ચંદન ચરચુ પુષ્પ ચઢાવું, સીંદુરે કરૂં સેવા રે; તુ૦
નરભેરામના સ્વામીને કહું છું, ભક્તિ ભવોભવ લેવા રે; તુ૦

---

હરિકે ભજન બિન ઘટન તરનકે, કોટી ઉપાય કરો નર રે. હ૦
ઘટમેં દીવા ઘટમેં બત્તી, ઘટમેં જ્યોત ધરો નર રે; હ૦
ઘટમેં ગંગા ઘટમેં જમુના, ઘટમેં સ્નાન કરો નર રે; હ૦
યે સંસાર હાટકો મેવો, ભાવે સોદા કરો નર રે; હ૦
નરભેરામના સ્વામીને કહું છું, ભવસાગર યે તરો નર રે; હ૦

## નરસિંહ મહેતો.

### બારમાસી.

કારતક મહિને કૃષ્ણજી કાળા,
વ્હાલા બંસીવાળા, રાજ રૂપાળા રે,
વ્રજમાં આવોને ટેક૦

માગસર મહિને માયા મેલી,
ગોપીયુ કીધી ઘેલી, રંગ ભરેલી રે, વ૦
પોષ મહિને પ્રીતમ પ્યારા,
જપીએ જીવન જાયા, વ્હાલે વિસાર્યા રે; વ૦
માહા મહિને માગ મનમા,
વ્હાલાએ છોડ્યા વનમા, તલસુ તનમા રે, વ૦
ફાગણ મહિને વનસ્પતિ ફૂલી,
વ્હાવરી ઘર ઘો ભૂલી, તેમા ડૂબી રે, વ૦
ચૈત્ર મહિને ચિન્તા લાગી,
જીવણજીને જોવા લાગી, વિઠ્ઠલ વૈરાગી રે, વ૦
વૈશાક મહિને વહેલા વહેલા,
આવોને અલબેલા, છેલ છબીલા રે, વ૦
જેઠ મહિનો કેમ કરી જાશે ?
વહાણા કેમ કરી વાશે, મેણા સ્હેવાશે રે ? વ૦
અષાડ મહિને અબળા નારી,
વ્હાલાને લાગે પ્યારી, સેજ તો સૂની રે, વ૦
શ્રાવણે શિવની પૂજા સારી,
ગંગાજળની ઝારી, ઉભીઆ નારી રે, વ૦
ભાદરવાના ભરપૂર દરીઆ,
તેમા ડોલે ત્રિયા, દુઃખના દરીઆ રે, વ૦
આશો મહિને પ્રભુ પધાર્યા,
આવ્યા મંદિરીએ મારે, હેત કરીને રે, વ૦
બાર માસ થયા પૂરા,
તેરમો અધિક માસ, ગાય નરસૈયો રે, વ૦

## સુરદાસ.

સારંગ.

હરિની ભક્તિ છે સહુથી સારી. હ૦
બ્રહ્માની ભક્તિ કુંભકર્ણે કીધી, તેની મનસા જુઓ સુધારી;
કહ્યું ઈંદ્રાસન નિદ્રાસન થયું, જુઓ જરાક વિચારી: હ૦
મહાદેવને રાવણ મળીયો, થયો એ કેવો અવિચારી!
વિભિષણે સાંધ્યા હરિને, દીધો જન્મોજન્મ તારી: હ૦
વાળીએ ઇંદ્રને આરાધ્યા, આપી વિજયમાળા ભારી;
સુગ્રીવે શ્રીહરિને સેવ્યા, વાળીને નાખ્યો જોતામાં મારી: હ૦
ભસ્માસુરે શંકરને નસાડ્યા, વર દેતાં થયો અહંકારી;
સુરદાસ કહે પ્રભુ તુમારે મિલનકું, ચરણકમળ બલિહારી. હ૦

## રઘુનાથ.

હરિનું ભજન સમરણ કરી લે,
મીઠા આગળ મરવું છે રે ભાઇ. હ૦
રૂપ રંગ જોઇને તું શું મોહ્યો,
મણિધર થઇ તારે ફરવું; મી૦
ધન દોલત જોઈ તું શું ભૂલ્યો,
સાંકડી શેરીમાં તારે સંચરવું; મી૦
ડાલો નિસર્યો ત્યારે આપદા તારે,
તુમડાં બાંધીને સાયર તરવું; મી૦
કહે કવિજન પ્રભુ રઘુનાથ તમારો,
સંસારને અર્થે તારે તરવું; મી૦

## ત્રિગુણાતિત.

આશાવરી.

નંદરાય ઘેર આનંદ અતિ ઘણો, જાગી ધમક ધસુકયા ઢોલ;
જન્મ હુઓ જગજીવન કેરો, વચન બીર્દ પાળવા બોલ. નં૦

તેત્રીશ ક્રોડ તણે ત્રંબાલે, ઘાવ હુઓ ઘનઘોર;
સહસ્ત્ર અઠ્યાશી આંગણુ ઉભા, ગર્ગાચાર્ય તેના ગોર: નં૦

નારદ નૃત્ય કરે ગુણ ગાંધર્વ, ઘર ઘર ઉંબર પૂજે;
પ્રગટ હુઆ ગોવાળઘેર સિંહ તે, વનવાગળ દળ ધ્રુજે: નં૦

ધન્ય વસુદેવ દેવકી ધન્ય, ધન્ય મહરસુત એક ઘડી;
ગોકુલ વિષે પધાર્યા પરબ્રહ્મ, કંસરાય ઘેર વિજ પડી: નં૦

શુક સનકાદિક મુનિજન સરખા, અષ્ટ જોગ સાધે હરિધ્યાન;
ત્રિગુણાતિત પ્રભુ હરિ નાગર, જશોમતીઅંગ કરે સ્તનપાન: નં૦

## કૃષ્ણ મહારાજ.

માંહેલા સોચ વિચાર, આખર મરવાં જી,
જગ અંધો સંસાર, દો હી કુલ તરવાં રે જી. માં૦

સ્મરૂં શારદા માત, પાયે લાગું જી,
રિદ્ધ સિદ્ધનો દાતાર, આજ્ઞા આલો રે જી; માં૦

માથે પચરંગી પાઘ, શેલાં શોભે જી,
મોતી તપે છે લલાટ, હીરલા ઝળકે રે જી; માં૦

મમતા સરખી નાર, ઘટમાં રાણી જી,
સ્વપ્નું આળ પંપાળ, હો સેહેલાની રે જી; માં૦

પહેર્યાં અંગા ચોર, પીતાંબર પીળાં જી,
અંતે જાવું જરૂર, વો હી રંગ ફીકા રે જી; માં૦

પાતળીઆ ઘેર નાર, નિર્મળ રહેતી જી,
દર્પણ લેતી હાથ, મુખડાં જોતી રે જી, માં૦

શૂરા ભજ ભગવાન, જપી લે માળા જી,
બોલ્યા શ્રી કૃષ્ણ મહારાજ, બંસીવાળા રે જી. માં૦

---

# હિંદી.

## પ્રેમાનંદ.

પાઉમે પડન, આયે ગોપી પાઉમેં પડન;
સોહી કરો જાકે સંગ ન છૂટે, રાખો શ્યામ શરણ આ૦
જણ તુમ બેન બજાય બોલાયે, અબ કેમે નિકસે ઠહરાઇ ?
તિહારે ભજનમે પાપ કટતહે, યે સત વેદ બતાય: આ૦
ચલી ન સકે ચર્ણગત થાકે, મિલિકે ચલી વ્રજબાલા;
પ્રેમાનંદ પ્રભુ મિલેહે કૃપા કર,:બોલત બચન રસાલા: આ૦

---

પ્યારી રહી અટકી, પ્યારી રહી અટકી,
તુમ ચલો મનાવા શ્યામ. પ્યા૦
કીયે બહુ પ્રપંચ તોહિ, માનિની માનત નહીં,
ન જાનું હટ કોન ભાંતકો, વે જાને વે ઘટકી: પ્યા૦
કીયે નાર શૃંગાર નવસત, ભઇ હિત ચિત્ત કામિની,
કામિનીકો સુખ દામિનીકો માનું, નીલ રહ્યો ઘટ પટકી; પ્યા૦
કીયે અંકમેં બંક માનું, પંક નેનો રસ ભરી,
નાસિકા કર્ણ દંત દાડમકલી, અધર બિંબકી ચટકી; પ્યા૦
આપ જાયે મનાય લાય, દો જનકો હટ નવ બને,
પ્રેમાનંદ પ્રભુ તુમ હટ છાડો, બલ જાઉં નાગર નટકી; પ્યા૦

### હોરી.

સાંવરો શિવ રૂપ બની આયો,
ગોકુલમેં અલખ જગાયો. સાં૦
આદિ પુરૂષ મહાદેવ દિગંબર, ચંદ્ર શિખર શિર છાયો;
જટા જૂટ અંગ ભસ્મ વિરાજે, સિંગી નાદ બજાયો;
ગલે બિચ નાગ લિપટાયો:— સાં૦

ડાક રૂ સિંગી ત્રિશૂલ તુંબા, વૃષભ ચઢી શિવ આયો;
ડાકની શાકની આગે ચલતહે, ભૂતનકો સંગ લાયો;
રૂંઢમાલા પહનાયો: સાં૦
વાઘાંબર પીતાંબર પહરી, કાનોંમેં કુંડલ સોહાયો;
અર્ધાંગે ઉમીઆજી વિરાજે, શિર પે ગંગા બિઠાયો;
કછુ તેરો અંત ન પાયો: સાં૦
કૈલાસપતિકો રૂપ બજાકે, ગોપીનાથ હી આયો;
પ્રેમાનંદ પૂરણ પુરૂષોત્તમ, કછ પર ભાર ભરાયો;
ભૂમિકો ભાર મિટાયો: સાં૦



ગમઝી.

આપે મંગલ ગાવે, જમોદા રાની આપે મંગલ ગાવે,
આજ લાલકો જન્મદિવસ હે, મોતીડે ચોક પુરાવે. જ૦
દેશદેશથેં જાત અપની, ગોપી અહોત બોલાવે;
આચારજ મુની ગર્ગ પારાસૂર, તીન વે વેદ પઢાવે: જ૦
પંચ શબ્દ શરણાઈ નફેરી, દુંદુભી નાદ બજાવે;
નૃત્ય કરે અપ્સરા મંડપમેં, બંદીજન શબ્દ સોહાવે: જ૦
હરખી તેલ સુગંધ સુવાસિત, લાલને ઉલટ આવે;
હરિતન ઉપર નુછાવરૂ ડાર્યું, જન પ્રેમાનંદ જશ ગાવે: જ૦

કલ્યાણ.

નેકો શ્યામકો બાનો, જાકે. ને૦
વાકે નિકટ જાય જન કોઈ, કાહા રંક કાહા રાણો; જા૦
તુલસી માલા કંઠ આભુષણ, ચંદનમેં લિપટાનો; જા૦
શંખ ચક્ર ગદા પદ્મ વિરાજીત, કયોં રહેગો છાનો .? જા૦
રવિસુત પ્રેમાનંદ કહતહે, દાનવકુલ અકુલાનો; જા૦

સુન મુરલીકી ટેરી, ઓકી રહી. સુ૦
પનીયાં મેં સો નિકસી અવેરો, ગૈઆં આવનકી બેરી; ઓ૦
સાસુ પૂછે તુમ સુનો રે વહુવરીયાં, કાંહાં જો લગી એત્તી દેરી; ઓ૦
નંદાનંદજીકો કુંવર કન્હૈયો, ગૈઆં લાવે ઘેરી; ઓ૦
મોર મુગટ શિર છત્ર ધર્યો શ્યામલે, ચપલ નેન ચિત્ત હેરી; ઓ૦
પ્રેમાનંદ સ્વામી મિલ્યો ખડકમેં, તાથેં ભઇ રે અવેરી; ઓ૦

---

આવત લાલ ગોવર્ધનધારી. આ૦
ગલે ગુંજામણિ તિલક કેસરકી, સુંદર ટેડી પાગ સમારી; આ૦
ખાંધે કામલી કર ગ્રહી મુરલી; ગૌધેન સંગ લાલ બિહારી; આ૦
મોર ચંદ્ર સિર મુગટ બિરાજે, પહેર પીતાંબરકી ભારી; આ૦
અંગોઅંગ પિયાછબ નિરખત, પ્રેમાનંદ જાય બલિહારી; આ૦

ગોડી.

હરિ આયે આનંદ ભયો, હરિ આયે માઇ. હ૦
ચલો સખી મિલ દેખન જાઇએ, નંદમહર કુંવર કન્હાઇ;
ગોપી ગોવાલા મિલકર દૌડે, ઘર ઘર આનંદ ઉત્સવ થાઇ: હ૦
મોર મુગટ શીષ બિરાજે, મુરલીકી શોભા બર્ની ન જાઇ;
માત જશોદા કરત આરતી, ચુઆ ચંદન ચોલી ન્હલાઇ: હ૦
જેજેકાર કરત ઇંદ્રાદિક, પુષ્પ પાનકી બરખા બનાઇ;
અંગોઅંગ પિયા સંગ નિરખે, પ્રેમદાસ પ્રભુ બલ જાઇ: હ૦

સામેરી.

ફીકી ને સોહાગી રે, સેજ સ્વામી વિના રે, ફીકા કાન્હજી વિના સંસાર;
ચાંદરણી ને ફીકી રે, એક ચાંદા વિના રે, પુણ્ય વિના ફીકું ઘરનું દ્વાર. ફી૦
પુણ્ય વિના ફીકો રે, જમણો હાથ, પુણ્ય વિના ફીકો ઘરનો ઉંબર;
* * * * * * ફી૦

નગર ને ફીકું રે, હરિભજન વિના રે, જ્યાં કોઇ નહીં હરિનાં દાસ;
સ્વામી પ્રેમદાસના પ્રીતે પધારજો રે, આવી રૂદેકમળ કરો વાસ: પ્રી૦

## ગોપીચંદ.

ધન્ય મેરે ધન્ય હે રાજા સુન રે ગોપીચંદા,
પિયા પરદેશ મત જાના જી;
સૂની સેજડીએ હમને નિંદ્રા ન આવે ને,
હમ મન રાજ ના ભાવે જી.
કાહા કારણુ હે રાજા મુંડ મુંડાવી ને,
કાહા કારણુ પહેની કંથા જી?
કાહા કારણુ રાજા હાડબંધ બાંધ્યો,
કાહા કારણીએ લિયા દંડા જી?
જોગ કારણીએ રાણી મુંડ મુંડાવી ને,
કાયાઢાંકણુ પહેની કથા જી;
ભિક્ષા કારણીએ રાણી હાડબધ બાધ્યો,
કાળમારણુ લિયા દંડા જી
કોણુ તો રાજા તુમારી સંગ ચલેગે ને,
કોણુ કરેગી દો દો બાતાં જી?
કોણુ તો રાજા તુમારા પાંઉં પખાળે ને,
કોણુ લાવેગી દૂધ ભાતા જી?
ભભૂત હમેરી રાણી સંગ ચલેગી ને,
રહેણી કરેગી દો દો બાતાં જી;
ગંગા જમુના રાણી પાંઉં પખાળે ને,
ગુરૂઘર મિલે દૂધ ભાતાં જી.
મઢી બનાઉં રંગ મહેલમેં ને,
સોનેરી કાચ ઢળાઉં જી;

ઢોંગ ગ્રંથ શાસ્ત્ર પત્રગ્ર જડા દઉં,
એના ગોલી ગલેમે ડાલું છે
ઓસંગ પગળી ગાજા બાર્ગ્ગ કુંવારી ને,
તેના શ્રાપ તુમકુ લાગે છે;
કોન જોગીને તેરી સુરત મુંડીને,
તે તો બાવળીઓ કાઢી જાજે છે.
મા મા ગાલી શાણી! હમકો દેના ને,
ગુરૂકું ગાલી મત દેના છે;
મછંદર પ્રતાપે જતિ ગોપીચંદ બોલ્યા ને,
હમથી બલેશ ભેખ લઈ જાવે છે.

## કસાં.

મન તું હરિ ભજ વિલંબ ન કર રે, લાડકડા મનવા મ૦
હરિ ભજ લીજે ને વિલંબ ન કીજે, વિષ રસ છાંડી અમૃતરસ પીજે,
મોતકું છોડકે મુક્તિ ચઢીજે, ભાઇ હોઇ રહ્યો નિર્મલ રે; લા૦
લક્ષ ચોરાશી ફિર ફિર આયો, મહા અમુલ્ય મનુષ્ય તન પાયો.
નરદેહ દેવનકું દુર્લભ આયો, ભાઈ નહીં પાવેગા ફિર રે; લા૦
માત પિતા સુત બંધુ ઘણું રે, દેખો જગતમેં હે કોઇ તેરે?
ચેતના હો તો ચેત સવેરે, ભાઇ તજ દારા ધન પર રે; લા૦
અત્તર તેલ સુગંધ લગાવે, પાંચ ઇંદ્રિય તન ભોગ ભોગાવે,
સોચત કુછ કામ ન આવે, ભાઈ ઉડ ચલે હંસ ભ્રમર રે; લા૦
છત્રપતિ રાજ ભૂપ કહાવે, બૈઠે તખ્ત પર ચમર ધરાવે,
કાલ બલીમે કોન છોડાવે, ભાઇ લે ચલે જમ ને જગર રે; લા૦
ચરી તેરો અવસર ચરી તેરીબારી, ના કહી બાજી જીતી તોરી હારી.
કહત કસાં એમે પ્રગટ પોકારી, ભાઇ જીવ તરે અમર રે; લા૦

## દદસદ.

કાન્હા તેરી બ સીકો અવાજ સુન મેં ન્યાહાલ ભઇ. કા૦
ધેનુ મેરી છૂટ ગઇ, ઝાંઝરી ગુમાય ગઇ;
કાન્હા તેરી લટક ઝટક અટક મેરી ઐયાં ગઇ: કા૦
જાનમે સુજાન મિલે, સબ ગલીમેં ભટક રહી;
કાન્હા મેરી શિરકી ચુંદડ ઉડ ગઇ મેં દેખ રહી: કા૦
લોક લાજ કુટુંબ લાજ, સર્વ લાજ ત્યાગ દઇ;
કાન્હા મેરી સખીઅનકો સંગ છૂટ્યો મેં રેહ ગઇ: કા૦
દદસદ પ્રભુ મન બિચાર, ગોપિકા લોભાય રહી;
કાન્હા તેરી સુંદર છબસે ધ્યાન ચરણુ લાગ રહી: કા૦

## કૃષ્ણ જીવન.

કલ્યાણ.

હો મન હરિગુણ લેને તું ગાઇ હો૦
માત તાત સુત દારા બંધુ, યે હે સબ જૂઠી સગાઇ; હો૦
અપરમાતાને ધ્રુવકું દુભ્યા, ધ્રુવ થા જો છોટા ભાઇ; હો૦
ધ્રુવને જાય વનમેં તપ કીનો, અવિચળ પદવી આપે પાઇ; હો૦
રામ ન જાનું નામ ન જાનું, ન જાનુ મે એક હી ગુણ ગાઇ; હો૦
કૃષ્ણજીવન પ્રભુ બારી કુબત હે, હરિ હાથસે લેજો સાહાઈ; હો૦

## કૃષ્ણજીવન લછીરામ.

બિહાગ.

પાનકી પાનકી પાનકી, બીડી દઉંગી બનાય રસ પાનકી. પા૦
કથા ચૂના લવિંગ સોપારી, એસી દઉંગી ઉર માનકી; બી૦
તેરી મુરલીમે સબ જગ મોહ્યા, એટી મોહી બ્રખુભાનકી; બી૦

આઓ કૃષ્ણજી મિલી ચોપટ ખેલે, બાજી લગાઉં દિલજાનકી; બી૦
કૃષ્ણજીવન લછીરામકે પ્રભુ પ્યારે, જોડી બની રાધે શ્યામકી; બી૦

## એહેલ સખી.

શ્રી.

જાગણી અવસર ભારી રે, સુખકી કાહા કહીએ?
સદગુરૂ આપે જગાઈ જગતસે, તા પર બલ બલ જઇએ. સુ૦
અચેતન ચેતન હોઇ બેઠી, મૂલ વતન ઘર પાઇ રી;
આત્મદૃષ્ટિ ખુલી તવ દેખ્યો, મેં પિયાજીકી કંઠ લગાઇ રી: સુ૦
બિછડે ફિર મિલે મનમોહન, તુમ જો કહી સો સાચી રી;
અબ ના છોડું ચર્ણકમલકું, સ્વપ્ન સૃષ્ટિમેં નાચી રી: સુ૦
જો માગી સો ફિર બહોર ન માગું, હમ તુમ કારણ આઇ રી;
વ્રજરાજ જો બીતક મેરી, યે અવસર લાડ લડાઇ રી: સુ૦
સુખસાગરમેં ઝીલ ઝીલાઇ, જુવતિ જુથમેં ભેલી રી;
શ્રી રાધા કૃષ્ણ રમણમેં ખેલી, એહેલ સખી અલબેલી રી: સુ૦

## સુંદર એહેલ સખી.

શ્રી.

પ્રેમ સનેહકી બાત રી, કોઉ વીરલા જાને;
પ્રેમ દિવાની મેં પ્રેમ હી ઢુંઢું, જો કહીએ સો માને રી. પ્રે૦
પ્રેમ પ્રીત વ્રજવનિતા જાને, ઓરનસે કાહા કહીએ રી?
બાંઝ કાહા બેદનાકું જાને, તાતેં મૌન હોઇ રહીએ રી: કો૦
રાધા કૃષ્ણ રમણ વૃંદાવન, લીલા કૃષ્ણ ભવ ગાવે રી;
ગુંગે ગુડ ખાવેકી નિશાની, સમજ સમજ મુસકાવે રી: કો૦
અખિલ દેહ ધરે વ્રજવનિતા, ઓર રહે સબ ખોયે રી;
બડભાગન બસ ભયે કાન્હાઇ, આનંદ મંગલ મોહે રી: કો૦

પ્રેમ મગ્ન માતી મતવાલી, નવજોબનના રંગ રાતી રી;
સુંદર અેહેલ સખી અલબેલી, પિયાજીકી સેજ સોહાતી રીઃ કો૦

## સાંવળી.

### મહિના.

#### લાવણી.

ગિરિધર બંસી બાજે રે કિસન તેરા, આવાજ સુનકર મેં દોડી,
ઝીરમીર ઝીરમીર મેહુલા બરસે, પનઘટ ઉપર લાગી ઝડી.
કિસન સાંવરા હે બનવારા, રહંતા ગોકુલ નગરીમેં,
મટકી માતી ફિરે ગોવાલન, નહીં મુલાઝા નેનોંમેં.
ઉડો રે કાગ તુમ જાઓ દ્વારકાં, ખબર લાઓ મોરા પ્રીતમકી,
પ્રીતમ બાલન ફુલ ગુલાબી, રાધે કલીયા નિરખનકી.
પહેલો મહિનો અખાડ લગીયો, હરી હરી હો ગઈ જંગલમેં,
દમ પર દમ પર યાદ જુ કરતી, ઝુરતી અપને મહેલોમેં.
દુજો મહિનો શ્રાવન લગીયો, મેરો મન હો ગયો વેરાગી,
જોષી પંડિત સબ કોઈ પૂજે, મેં પૂજું રમતા જોગી.
ભાદવ મહિને અતિ ઘન ગાજે, બિન કપડે છતીઆં લરજે,
એસે કઠન ભયે મદ મોહન, હમ સુખીઆં દુઃખ કયું સરજે?
આસો આસ લગી મનમોહન, હજુ ન આયે હરિ કૃષ્ણા,
નિશદિન ધ્યાન ધરૂં ઘટ ભીતર, તૂહિ તૂહિ કરત રસના.
કારતક કરમ ભાગ મોહે જાગે, આન મિલે નંદકે લાલા,
લપટકી ઝપટ મેરે મન બસ ગઈ, હીરદે બસે મોહનમાલા.
માગસર ભાંગ કરો નકચકસે, ઓર ઘેન હે સબ ફીકે,
હજુ ન આય કીને બિરમાયે, બડા અંદેસા હે હરકો.
પોહ ફાટે હરકી મદમાતી, ઝૂમ રહી શ્રાવન બદલી,
પલ પલ બરસ બરોબર જાતી, સું બીતે તું જાન સખી.

માહા મહિને અતિ ઠઠ લાગે, હર દર્શનકી મેં પ્યાસી,
આઇ રૂત અંબા શિર મોયે, હજુ ન આયે બિરજબાસી
ફાગન ફાગ ખેલો પ્રિયજનસે, અબીલ ગુલાલ ઉડાય રહો,
કેસર કીચ મચાઓ મોહન, રાધે પ્યારી લપટ રહો
ચૈતર ચિંતા લગી ઘટ ભીતર, લગે ભાલ ઘર ના સુઝે,
એસે શ્યામ મનોહર પ્યારે, દિલો દર્દ કોઇ ના બુઝે.
લગા વૈશાક મહિના સખીઅન, દેવલ પૂજન હમ ગઇયાં,
રામ મિલે તબ સબ દુઃખ વિસરે, નેનો છાતી ભર રહીયા.
જેઠ મહિને તપે દેવતા, સખીઅન પ્રભુ કૃપા કીની,
સાંવળી સખી પ્રભુ દાસ તુમારી, લગી કંઠ સુદ્ધ બુદ્ધ લીની



# નામ વગરનાં.

## ગુજરાતી.



સાગ સીસમનો ઢોલીઓ રે, અમરા ડમરાના સાલ,
મારા વ્હાલમા ટેક.
ત્યાં ચઢી શ્રી કૃષ્ણ પોઢીયા રે, રૂક્મિણી ઢોળે વાવ; મા૦
વાવ ઢોળંતા પૂછીસુ રે, સ્વામી અમને ચુંદડીઉના કોડ; મા૦
કેવા તે રંગમાં રંગાવીશું રે, કેવી પડાવીશું ભાત? મા૦
કાચા તે રંગમા રંગાવીશું રે, ઝીણી ઝીણી ચોખલીઆળી ભાત; મા૦
પહેરી ઓઢીને પાણી સંચર્યાં રે, ગામના પટેલીએ પૂછ્યું; મા૦
કયા તે કુળની બેટડી રે, કયા તે કુળની નાર; મા૦
ભીમક કુળની બેટડી રે, જાદવ કુળની નાર; મા૦

---

ચાલોને સઘળી ગોપીઉં, જળ ઝીલવાને જાઈ
જઇને જમુના જળ ઝીલતાં, હાર મેલ્યો છે આરે
પોપટ મસે પ્રભુ આવીયા, હાર લીધો છે ચોરી
ચાલોને સઘળી ગોપીઉં, હાર લેવાને જાઈ
આલો હરિ મારો હાર, તે પહેરી મંદિર જાઇ.
નથી લીધો રાધા હાર, કૂડાં આળ શું નાખો?
નવકુળ નાગને નેતરે, રાસ દરીઓ વલોવ્યો
ચોરી ખોદાવુ મારા ચોકમાં, માંહિ અગ્નિ ધીકાવું.
તેડાવું કાળુડા નાગને, મુછ આંગળીઆળો

કૂડો હશે તો કાઢશે, નહીંતર ચાલ્યો રે જાશે.
હસી આલ્યો હરિએ હાર, લો પહેરી મંદિર જાઓ.

---

મારૂં સોનાનું છે બેડું રે, મારી રૂપાની ઉઢાણી રે.
હું તો સરોવર પાણી ગઇ'તી રે, સહીઅરની સાથે રહી'તી રે.
મને કાળે બળદે મારી રે, મારા આછા સાળુ ફાડ્યા રે.
એ ગોકુળ ગામના દરજી રે, મારા સાળુ આપો સાંધી રે.
તારૂં સંધામણ સવૈયો રે, તારૂં ઓટામણ રૂપૈઓ રે.
મારી સાસુ ન જાણે સાંધ્યા રે, મારી નણદી ન જાણે ઓટ્યા રે.
મારી જેઠાણી ન જાણે બખીઓ રે, પાલવડે કાન્હવર લખીયો રે.

---

પેલી આહિર ગઇ'તી પાણી,
વહાલાની વેણુ વાગે છે. ટેક.
કાન્હ પેઠો તે સૂનાં જાણી, વ૦
પેલી આહિર આવી ઝાંપે, વ૦ કાન્હ ઘરમાં થર થર કાંપે, વ૦
પેલા આહિર આવી દોડે, વ૦ કાન્હ ચઢીને બેઠો ટોડે, વ૦
પેલી આહિર પૂછે એમ, વ૦ મારા ઘરમાં પેઠો કેમ ? વ૦
તારૂં ખાધું નથી ને નથી પીધું, વ૦ શા માટે જતન જ કીધું ? વ૦
હાથ ખરડ્યા ને મોઢું છે એંઠું, વ૦ એનું ગોરસ બુધે બેઠું, વ૦
કાન્હ બાંધ્યો તે ધારણ સાથે, વ૦ ગાંઠ ખેંચે ને ઢીલા થાયે, વ૦
કાન્હ બાંધ્યો બાંધ્યો રૂએ, વ૦ પેલી ગોપી તમાસો જુએ, વ૦

---

પેલી સુંદરી ગઈ'તી પાણી જો, કહાન સૂનું તે મંદિર જાણી જો.
કહાન ધાઇને ઘરમાં પેઠા જો, ઘણાં માંકડાં બારણે બેઠાં જો.
શીકેથી ગોરસ લીધાં જો, ખાધાં નહીં તેટલાં ઢોળ્યાં જો.
મ્હાવાને માખણ ભાવે જો, અને સહુ ગોવાળને લાવે જો.

રાધા ગોરી શણગાર સજીયા રે, મટુકીમાં ગોરસ ભરીયાં રે.
મટુકી તો શિર પર ઠારી રે, વૃંદાવન મારગ ચાલી રે.
મારગ મળ્યા કાન્હજી રસીઆ રે, મટુકીમાં શું ભરી લાવ્યાં રે?
મટુકીમા હર કાંઇ હોશે રે, પૂછયાનું તારે કારણ શું છે રે?
ચાલ્યો જાની પાધરી વાટે રે, સાંખું છું હું નંદનો માટે રે.
ગોપી સહુ ટોળે મળીયા રે, જશોદાની વ્હારે ચઢીયાં રે.
જશોદાજી પુત્ર તમારો રે, મારગડો રોકયો અમારો રે.
માડી રે મને નાનડલો જાણી, માડી રે મારી બંસરી તાણી.
માડી રે મને એકલડી જાણી, માડી રે મારી ચુંદડલી તાણી.

---

આવો આવો જશોદાના કાન્હ, કે ગોઠડી કરીએ રે.
રૂડી વૃંદા તે વનની, કુંજગલનમાં રમીએ રે.
આવા જમુનાજીના ઓવારા, કદમ કેરી છાયા રે,
તમને શું કહું પ્રાણ આધાર, લાગી ઘણી માયા રે.
વ્હાલે અમૃત પાઇને ઉછેર્યાં, વ્હાલે મારે અમને રે,
હવે વિખડાં ઘોળી શીદ પાઓ છો, ઘટે નહીં તમને રે.
વ્હાલે પ્રેમની પિછોડી ઓઢાડી, વ્હાલે મારે અમને રે,
હવે ખેંચી ખેંચી શીદ જાઓ છો, ઘટે નહીં તમને રે.
હઠ લીધી હરિની સાથ, રીસાવ્યાં રાધા રે,
મુખે લીધાં છે મુનિવ્રત, બોલ્યાની બાધા રે.
રાસ રમે રે રાધાજી બ્હેન, કોસંબો પહેરી રે,
કોસંબે કસબી કોર, રમે અલબેલી રે.

---

રેજ્જત લોપીને કહું છું કાન્હ,
રે ગોકુળ નહી રહું રે. ટેક૦
મને સાથે લો ભગવાન, રે૦
અક્રૂરજી અહીંઆં શીદ આવ્યા, રે૦ મને શત્રુ સરીખા લાવ્યા, રે૦

શું કરવાને ખોટી થાઓ, રે૦ મને મારી મથુરાં જાઓ, રે૦
મથુરાંની કામણગારી, રે૦ વશ કરશેજી તમને નારી, રે૦
અક્રૂરજી આ શુ કીધું, રે૦ મારૂ સર્વસ્વ લુંટી લીધું, રે૦
મને મારો કે સાથે તેડો, રે૦ મારા રૂદે ઉપર રથ ખેડો, રે૦
ઉભા રહો ચાંદલીઓ કીજે, રે૦ તમને શ્રીફળ ફોફળ દીજે, રે૦
દધિવદન પ્રભુને કરાવ્યાં, રે૦ ટીલો કાઢીને અક્ષતે વધાવ્યા, રે૦
શુકને મળી સવત્સી ગાય, રે૦ સૌભાગ્યવંતી બેડું ભરી જાય, રે૦
ચુંબન કીધાં શ્રી ગિરિધારી, રે૦ વ્હેલા આવજો કંસને મારી, રે૦
સદાશિવની આજ્ઞાએ પળશું, રે૦ આપણે કુરૂક્ષેત્રમાં મળશું, રે૦
મારા સમ જો સુજને મળજો, રે૦ પેલું કહ્યું વચન તે પળજો, રે૦
રથ ચાલ્યો ને લટ છૂટી, રે૦ ઘેર આવી તો જાણે લુટી, રે૦
અમે સગાં સબ ધીથી અળગા, રે૦ હરિ તારી બેલડીએ વળગ્યા, રે૦
'ઓ પેલી કૃષ્ણવાળી' એમ કહાવ્યાં, રે૦ લોકે આંગળીએ
ઓળખાવ્યા, રે૦

---

કુરબાની કુરબાની, તમ પર કુરબાની કુરબાની;
એક વાર કરો મહેરબાની તo
વૃંદાવનની કુંજગલનમા, તમે બેઠા થઇને દાણી રે કુરબાની, કુ૦
પનઘટ ઉપર પાલવ સાહ્યો, સાડી ભીંજી ને છલ્યું પાણી રે કુરબાની, કુ૦
નમીએ જુગલ છબી મોહનવર, સંગ શ્રી રાધારાણી રે કુરબાની; કુ૦

આ જોની આ જોની, સહીઅર આ જોની આ જોની. આ૦
જળ જમુના હું ગઈ'તી પાણી, સ૦ મને મળીઓ મોહન દાણી, સ૦
મારા પગની ભરાવી આટી, સ૦ મારી ચુંદડી છાસે છાંટી, સ૦
મારા પગની ભરાવી એડી, સ૦ મને કુંજગલનમાં તેડી, સ૦
મારી પાંચ પટાની ચોળી, સ૦ વ્હાલે ભરજોબનમાં રોળી, સ૦
મારી નવલ કોસબા સાડી, સ૦ વ્હાલે કટકે કટકે ઉરાડી, સ૦

---

આજ કાલ કાળીઓ આવશે,
રે કોઈ રામરસ પીઓ રે. ટેક.
માર માર કરતો આવશે, રે૦
મારમાંથી કોણ છોડાવશે, રે૦ મારમાંથી સંત છોડાવશે, રે૦
સુખે થકી કહું કેટલું, રે૦ દુઃખ છે દરીઆ જેટલું, રે૦
સુખેથી રામનામ લીજીએ, રે૦ મનુષ્ય જન્મ ફરી નહીં મળે, રે૦
બાપનો તે બાપ મરી જાય છે, રે૦ ધૂળ ભેગી ધૂળ થાય છે, રે૦

---

જોગીડે વહુ ભરમાવી, વહુ તો ધ્યાન ધરે ને ડોલે;
મારા કુળમાં કદિ નહોતું સુખ, રામ રામ બોલે. જો૦
કલ્લાં પહેરે કાંબી પહેરે, લાજ કરે વહુ લાંબી;
માથે છેડા નાખી દીધા, ઢળકે કલ્લાં કાંબી: જો૦
જાણ્યું તેડાવું જોષી તેડાવું, ઓસડ આપું આણી;
વહુને જો કોઇ કરાર કરે તો, ઘરસુત નાખું ઘોળી: જો૦
ડાકલીઆ તો ડાક વગાડે, ભેદ ન જાણે ભૂઆ;
અડમેઠે ઉતારી લીધાં, ધૂણી ધૂણીને મૂઆ: જો૦
એક સદગુરૂ માંહિ બોલી ઉઠ્યો, વહુ છે જાણ સુજાણ;
સાતે પરીઆ તારી દીધા, અલેકજીને નામે: જો૦

---

મળે તો હરિજન મળજો રે, રે દુર્જન દૂરથી ટળજો રે. મ૦
હરિજન મળે હરિ મેળવે રે, રહેવું રામ હજુર;
દુર્જન મળે દુઃખ ઉપજે, એક કપટ ને બીજું કુડઃ મ૦
એવો દિવસ કયારે ઉગશે રે, સંતમેળાવો થાય;
હૈડાં ભરીને ભેટીએ રે, ભવનાં પાતક જાયઃ મ૦
સંપત હો ના રીઝીએ રે, વિપત પડે ના રોય;
સંપત હો કે વિપત હો પણ, પ્રભુ સમરવા સોયઃ મ૦
હરિજનથી ના હરખીયો રે, જાતાં તે ના રોય;
હૃદયની હરિભક્તિ વિનાની, મુક્તિ કયાંથી હોય? મ૦

---

જીવનાં જતન કરો, રે જીવનાં જતન કરો,
તારા રે જીવડાને ઝોલો લાગશે, હે મન લોભી જીવ ઉગાર જી. જી૦
એક દિન થાંભલી સમાર રે, બીજે જમડા જાગશે; હે૦
કરજો ખરચીની પેર રે, સ્વર્ગે નથી હાટવાણીઆ; હે૦
ભાથાં લેજો સંગાથ રે, સ્વર્ગે નથી કુવા વાવડી; હે૦
ત્રાટાં નહીં ઝીલે ભાર રે, ચણેલી ઈંટો ભાર ઝીલશે; હે૦
જાવું કાશીની વાટ રે, કાશી જતાં કાબા લુંટશે; હે૦
ભોમીઓ લેજો સંગાથ રે, ભોમીઓ ભાળ બતાવશે; હે૦
મળ્યા ગુરૂ ને પ્રહલાદ રે, સત્યે અમરાપુર જીતવા; હે૦

---

લાગ્યું લાગ્યું રે પાપીડાનું નેણુ રે,
નગુરો અટકે ઝાલે મારો છેડલો હો જી. લા૦
ગઇ'તી ગઇ'તી રે સરોવરીઆની પાળ રે,
એક મોતી ભાંગ્યું નવ લાખનું હો જી; લા૦
મોતીડાં મળશે રે વેળ ને કવેળ રે,
મારા મનનાં રાવણ મોતી ના મળ્યાં હો જી; લા૦

મોતીડાં ભાંગ્યાં રે લાખ બે લાખ રે,
મારાં મોતીડાં ભાંગ્યાં તે વીધતાં હો જી; લા૦
પડી ગઇ પડી ગઈ રે મારા મનડાની ભ્રાન્ત રે,
મારા ફૂટ્યાં હૃદયડાં હવે ના જામે હો જી; લા૦
મળ્યા મળ્યા રે ગુરૂ ને પ્રહલાદ રે,
મારા સત અમરાપુરમાં માહાલશે હો જી; લા૦

## મીરાંબાઇનું ભજન.

મીરાં ભજે રામનું રે નામ,
સાચી રે ભક્તિ પ્રભુના નામની. મી૦
છોડી દો તમે રામનું રે નામ,
તે રે ધણીનું નામ ઘડી મેલોને;
કેમ વિસારૂં મારી જાય બાનાની લાજ,
નાહાતાં ને ધોતાં તે નામ લીજીએ. મી૦
છોડો મીરા સાધુજનનો સંગ,
સાધુને સંગે મહેણું તમને લાગશે;
ભલો મારે સંતસાધુનો સાથ,
સાધુને સંગે મારો સાથ ચાલશે. મી૦
લજવી માર્યાં કુટુંબ ને પરિવાર,
પીયરીઉં લજવ્યું મીરાંબાઇ સાસરૂં;
તાર્યાં છે મેં કુટુંબ ને પરિવાર,
પીયરીઉં તાર્યું છે તાર્યું સાસરૂં. મી૦
આપું તમને સોનાના શણગાર,
તુળસીની માળાને તમે છોડોને;
અમે તપો તારો સોનાનો શણગાર,
તુળસીની માળા મીરાંબાઇને શોભતી. મી૦

આપું તમને ઉદીઆપોરનું રાજ,
ચીતોડીઆ ગઢના તે આપું બેસણાં,
અખે તપો તારાં ઉદીઆપોરના રાજ,
અખે તપો એ રાણા તારાં બેસણા. મી૦
મીરા બેઠી ટાઢી પીપળની છાય,
મેવલીઓ વરગ્યો રે ઝીણે મોતીડે;
સાધુ સંગે ભજન કરે છે ત્યાંય,
તે દેખીને રાણો થયો રાતડો. મી૦
રાણો તમને પાશે મીરાં ઝેર,
રૂપલીઆ પ્યાલામાં વિખડાં ઘોળીયાં;
મોરલીએ મોહ્યા તંબોળી નાગ,
નાગને મારીને વિખડાં કાઢીયા મી૦
લીયો મીરાં ઠાકોરનો પરસાદ,
હેતના પ્યાલા રાણાજીએ મોકલ્યા;
પીધા મીરાં એક ને બે ત્રણ,
ચોથે ને પ્યાલે પૃથ્વી પર ઢળી પડ્યા. મી૦
પડતા મીરાં સંભાર્યા શ્રીરામ,
મારી સાચી ભક્તિનો ધણી તું લજ્જા રાખશે;
તે વિખડલાં ગયા પ્રભુને પેટ,
અમૃતના ઓડકાર મીરાને આવીયા મી૦
બતાવ બતાવ મીરા તારી ભક્તિની વાટ,
સાચી રે ભક્તિ તું મને બતાવને;
મારી ભક્તિ તારા ખાંડા કેરી ધાર,
ધારની પરમાણે રાણા તારે ચાલવું મી૦
સાંભળ તું મારા દિલડાની જે વાત,
દિલડાની વાતોએ ગુરૂગમ ખોલીયે;
એક ગાયના ત્રણ વાછરડાની જોડ,
પણ કરણી પરમાણે ફળ છે જુજવાં. મી૦

સૂરજ બાપે કીધી મભાળ, દુઝાણાં આપ્યાં તત્કાળ
દુઝાણામાં સાતે રસ, દુઝાણે માણસને જશ
આડે પક્ષી બોલે બહુ, વલોણું વલોવે વહુ
વાછરૂ ધવરાવે ગાય, ને તીર્થે માણુસ નાહાવા જાય

## શિવસ્તુતિ.

### ભૈરવી.

શ્રી મહાદેવ મહાશિવ શંભુ, ત્રિભુવન દેવ સુરારિ,
ગિરિપતિ ગિરિજાવલ્લભ શંકર,
ભજ શિવ વારંવાર. ટેક
નીલકંઠ તન ભૂતિ વિભૂતિ, ભુજંગ ફણા મણિ હાર,
જટાજૂટ ગંગાધર શંકર, ભ૦
ગૌ વાહન ગજચંદ્ર કલાપિક, ત્રિશૂલ ઈશ મહેશ,
દાનવરિપુ વરદાયક શંકર, ભ૦
સુરપતિ દેવ વિરંચિ વિદભુત, રવિ શશિ ગુણગાર,
નિશદિન સિદ્ધસુરી સેવત શંકર, ભ૦
ત્રિપૂર નિકંદન ભવભયભંજન, સેવક જન પ્રતિપાલ,
આવાગમન નિવારે શંકર, ભ૦
ચૌદલોક પ્રભુ કર્તા હર્તા, પ્રતિપાલક વિશ્વાન,
સદા સિદ્ધ સપુરણ શંકર, ભ૦
ધન દારા સુત મંદિર દૈવત, વિદ્યા વિવેક દાતાર,
મનવાંચ્છિત પરિપૂરણ શંકર, ભ૦
ડીમ ડીમ ડીમ ડીમ ડમરૂ બાજે, નાચે દેવ દયાલ,
આનંદ પરમ પદ શંકર, ભ૦
તાંડવ નૃત્યથી તાના થૈ તા, નારદ વીણા વાયે,
સુરપતિ નાચે શંકર શંકર, ભ૦

હર હર હર હર દુરિત નિવારં, શિવપદ પરમ નિધાનં,
શિવ શિવ શિવ શિવ શિવ શિવ શંકર, ભ૦
અશ્વિનીકુમાર પર વસે અજાનીક, તાપી તીર્થની પાસે,
શિવ તાંડવ મન સાંભળ શંકર, ભ૦

## રાધિકાષ્ટક.

ભુજંગીની દેશી.

સંસારના સુખથી દુઃખ થાશે ન જાણું હરિ ભુલતાં કોણ સાહાશે?
હરિનામથી પાપના ઓઘ નાસે,
ભજો રાધિકા પ્રાણનાથં મુરારિ. ટેક.
ઘણા લોક આવે જ્યારે શિર નામી, થયો જીવ જાડો હૈયે હર્ષ પામી;
ગયો લંકાનો રાય ત કોણ નામી? ભ૦
અલ્યા અંતકાળે બેલી કોણ તારો, ઘણા જમના દૂતથી જોર હારો;
કોને કહેશે જે આજ આંહિથી ઉગારો? ભ૦
ચઢી અશ્વ ને પાલખી રંગ માણે, ઘણું પાપ કરવા હૈયે હામ ઘાલે;
કડાજુડમાંથી લઈ જમ ચાલે,: ભ૦
અલ્યા ભોજનો કીધ ભલેરી ભાતે, વખાણ્યો તને સ્નેહી ને લોક નાતે;
મસાણે પડ્યો ત્યાંહિ કોણ આવ્યું સાથે? ભ૦
ચુઆ ચંદને અંગ લેપન કરતો, ઝીણાં વસ્ત્ર પહેરીને મંદિર ફરતો;
માથે કાળ ગાજે નથી કેમ ડરતો? ભ૦
અલ્યા સુંદરી સંગ સુરંગ રાચ્યો, પડ્યો પાપમાં પ્રાણીઆ શું રે પાછો?
એ તો ગંદકીનો ભર્યો કુંભ કાચો, ભ૦
નથી વાંક ને લોકને શીદ નડતો, ઘણું રાગ ને દ્વેષ સહુ સાથ કરતો;
નથી કાળના કાળથી કેમ ડરતો? ભ૦
નેજા તેજ મોટા નિશાને નગારૂં, મન માનીસું સહુ કરી મારૂં મારૂં;
સ્વપ્નમાં નથી રે અરે સ્વપ્ન તારૂં, ભ૦

અમલને મદે તું હરિભક્તિ ભૂલ્યો, કરી આપને ડહાપણે છેક ડૂલ્યો;
કરી પાપ ને પ્રાણીઆ શું રે ફૂલ્યો ? ભ૦
સૂતો સુખસય્યા રમે રંગ નારી, ચઢી બેસતો મેડીએ ગોખ બારી,
તું તો કાસ્મું આપ જોને વિચારી, ભ૦
દીધી છે શિખામણ જે જન જાણે, કરંતા રખે બોધ તું રીસ આણેઃ
એ તો કહ્યું છે આપ પરને કલ્યાણે, ભ૦

## બાર માસ.

ચૈતર મહિને ચંપો મોર્યો રે, તેના હરિજન હાર ગુંથાવે રે,
અમ પાસે ગુંથી કોણ લાવે ?
સખી હો નાથજી શે ન આવ્યા રે ? ટેક૦
વૈશાકે આંબા કેરી શાખો રે, દાડમ રતમીઠી દરાખો રે,
મારા હરિ વિના કોણ કહેશે ચાખો ? સ૦
જેષ્ટ માસે જદુપતિ જાણી રે, ઘસું સુખડ ચંદન પાણી રે,
મારા હરિ વિના કોણ આલે આણી ? સ૦
અષાડે ઝીણા મેહ વરસે રે, હવે નદી ને નાળાં ભરશે રે,
મારા વ્હાલાજી કેમ ઉતરશે ? સ૦
શ્રાવણ સરવડીએ વરસ્યો રે, દાદુર મોર બપૈયો તરસ્યો રે,
એમ કહેતાં ડુંગર શે ના ધરશો ? સ૦
ભાદરવો ભરપૂરે ગાજે રે, એ કર્મ તણા બંધ છાજે રે,
એમ કહેતા ધડોધડ લાગે, સ૦
આસો મહિનાની નવરાતો રે, ભલાં હોંસે બોલે પ્રભાતો રે;
પ્રભુ તમને નથી કશી વાતો, સ૦
કારતક મહિને આવી દીવાળી રે, રાંધું લાપસી સેવ સુંવાળી રે,
મારા પ્રભુ જમો આસન વાળી, સ૦

માગસર મહિનાની વેરણ મોટી રે, સેજ સૂતી ને આંસુ લોહીતી રે,
જાણે ચિત્ત થકી ગઈ છૂટી, સ૦
પોષ માસે આવી પોષી મારો રે, વ્હાલો ગયા છે મૂકી રે,
એને કુબજા રહી છે રોકી, સ૦
માહા મહિને વસન્ત ગાય રે, કેસરના રંગ ઘોળાય રે,
મારા પ્રભુ વિના કેમ છટાય? સ૦
ફાગણ મહિને આવી હોળી રે, ભરૂ અબીલ ગુલાલની ઝોળી રે,
મારા પ્રભુ વિના કોણ રમે હોળી? સ૦

## વાળુ.

વિઠ્ઠલે વાળુ કીધાં રે, હરિએ ભાવ ધરીને લીધાં
સરસત શ્યામને વિનવું, ગણુપત લાગુ પાય;
હરિકૃષ્ણનું વાળુ ગાતાં, હૈડે હરખ ન માય: વિ૦

ત્રિકમજી કલ્યાણજી બે, જોડે જમવા જાય,
દેવકીજી વૃદ્ધ થયાં તેણે, કામકાજ નવ થાય: વિ૦

નાગાયણ રણુછોડજી બે, જોડે જમવા જાય;
જશોદાજી તે ખોળે બેસાડે, હૈડે હરખ ન માય: વિ૦

લક્ષ્મીજી તો લાડુ લાવ્યા, લાવ્યાં લીલો મેવો;
ઓઈમાંહે ચૂક પડે તો, ઠપકો અમને દેવો: વિ૦

જાંબુવતી જોવા આવ્યાં, પ્હેરી જાદર સાડી;
ઘુઘગ સંજોરી પ્રભુ લેજો, ઘેબર ને ઘારી: વિ૦

કાલિન્દી કંસાર લાવ્યાં, કેળવીને રૂડો,
સાગં ઘી સવાદે લેજો, લેજો ઉનો પૂડો: વિ૦

વૃંદા લાવ્યાં વેડમી, ઓસાવી લાવ્યાં સેવ,
પાતળીઆજી પ્રેમ કરી, પધારો મારે ઘેર: વિ૦

સત્યભામાજી શાક લાવ્યાં, ઉનુ ઉનું લેજો;
ખારૂં મોળું ચાખી જોજો, ઠપકો થોડા દેજો: વિ૦

શાકના સ્વાદ લેજો માંહે, ભાજી તાંદળજાની;
મગમા તો મેથી તળી, આરોગો અંતરજામી: વિ૦

વડીની તો કઢી કીધી, કમોદનો છે ભાત;
દૂધમાંહે શાકર ભેળી, જમો દીનાનાથ: વિ૦

જમુનાજી તો જળ લાવ્યાં, શીતળ ભરીને ઝારી;
વાળુ કરીને ઉઠયા મારા, દેવ મુરારિ: વિ૦

રાધાજી તો પાન લાવ્યા, બીડી બનાવી સારી;
મુખે હસીને મુખવાસ લીધા, ગોવર્ધનધારી: વિ૦

સમીસંધ્યાનું વાળુ જે કોઇ, શીખે સુણે ને ગાય;
પાપ તેહનાં પ્રલય થાય ને, સહજે વૈકુંઠ જાય: વિ૦

## ભીલડી ( નાની ).

આસોપાલવને છાયડે રે, મહાદેવ બેઠા તપ કરે,
રે તમે હરિ બોલો. ટેક૦

સોળ સન્ત્યા શણગાર ભીલી રાણી, પરછંદે પર્વત ડોલીયા, રે૦
કોણ તમારી જાત ભીલી રાણી, કયા કારણ તમે વન વસ્યાં ? રે૦
ભીલ અમારી જાત મહાદેવ, ધંધા કારણીએ વન વસ્યા, રે૦
ભીલને મારૂં સામા તીર ભીલી રાણી, તું કર શંભુની સેવા, રે૦
ગંગા પાર્વતી બે નાર મહાદેવ, ત્રીજી તે ભીલી રાણી શું કરો ? રે૦
ગંગા ઉતારૂં પેલે પાર ભીલી રાણી, પાર્વતીને મહીઅર વળાવીશું, રે૦
પછી પધારો મંદિર ભીલી રાણી, પટરાણી તમને ઠરાવીશું, રે૦
આંગણે ઉગ્યો ઝાઝો ડાભ મહાદેવ, સુગરીએ માળો ઘાલીયો, રે૦
અંગે ઝાઝી ભભૂત મહાદેવ, હાથે બીલીપત્ર પાવડી, રે૦

કહો તો ચણાવું મંદિર માળ ભીલી રાણી, માળ ઉપર ગોખ જાળીયાં, રે૦
અમારાં ભીલાંમાં એવી રીત મહાદેવ, નર નાચે નારીને રીજવે, રે૦
મહાદેવજી થેઈ થેઇ નાચીયા રે, પાર્વતીએ રૂપ પ્રકાશીયાં, રે૦
મહાદેવજી મનમાં લાજીયા રે, લાજીને નીચા નિહાળીયાં, રે૦

## હરિ વિવાહ.

હરિનો વિવાહ રે, મનોહર પરણે મેદની. ટેક૦
હરિની જાને ગણપતિ તેડ્યા, બ્રહ્મા વિષ્ણુ આવીયા,
શંકર પાર્વતી સહિત તેડયા, સભામાં સહુ ભાવીયા: હ૦
હરિની જાને ઈંદ્ર ઇંદ્રાણી, તેત્રીશ ક્રોડ તેડાવીયા;
સહસ્ત્ર અઠ્યાશી રૂષિ પધાર્યા, નમીને ઉભા રહ્યા: હ૦
હરિની જાને જતી સતી, નવે નાથ તેડાવીયા;
ચોરાશી જે સિદ્ધ કહાવે, ધ્યાન ધરંતા આવીયા: હ૦
ચાર જુગના ભક્ત તેમાં, દાસ જીવણ આવીયા;
લાલદાસે આડો આંક વાળ્યો, ચાદો સૂરજ સાખીઆ: હ૦
હરિની જાને હરિશ્ચંદ્ર સરખા, અમર દેહી તેડાવીયા;
ધ્રુવ અમરીષ પ્રહલાદ વિભિષણ, સભા સહુને ભાવીયા: હ૦
વાજાં વાજે અણીશુદ્ધનાં, ઢોલ ત્રાંબાળુ ગાજતા;
નિશાને ગેડી વળી પંચાશ, વાજાં વાજે શોભીતાં: હ૦
મૃદંગ ઝાલરી ઝાંઝ વાજે, છંદે છંદ કોડામણા;
શિંગી વાજે સાજમા તેના, રણકાર છે મોહામણા: હ૦
આનંદ કોટિ દીવડીઆ, હરિ આગળ દીવી ઝાલતા;
નગર મારગ જાન ચાલી, હરિ ઉજાસે ચાલતા: હ૦
ચૌદ લોકનું સૂત્ર મેલી, તોરણ ત્યાં બંધાવતા;
પુષ્પવૃષ્ટિ દેવ કરતા, ગાન ગાંધર્વ ગાવતા: હ૦

આદ્યશક્તિ ગીત ગાતાં, નવદુગા સાથે કામિની;
ચિત્રલેહા હરિને લૂણ ઉતારે, શી શોભા કહું જાનની: હ૦
ટોડે તોરણ બાંધીયાં, મનોહર વરઘોડે ચઢ્યા;
આવી તોરણે ઉભા શ્યામજી, ને નાદ અનહદ ગડગડ્યા: હ૦
સાસુએ આવી હરિવર પોંક્યા, મનમાંહે આનંદ થયો;
હરિને પોંકયા ને લીધા માયરે, જેજેકાર વર્તાઈ રહ્યો: હ૦
છેડા ગાંઠણુ હરિનાં ગાંઠ્યાં, વેદાકુલ બ્રહ્મા ભણે;
મંત્ર આવાહન રૂપિ ભણે, ત્યાં મેદની મોહન વરે: હ૦
કંસાર આરોગ્યાં ભેળાં બેસી, આરોગાવે એક એકને;
મનોહર પરણ્યા મેદની, તેની કળા નવ કળી કોઈએ: હ૦

## વાસુદેવ વિવાહ.

### ધોળ.

વાસુદેવ વિવાહનાં શ્રીફળ લીજે, બ્રાહ્મણ આસન વિનયસું દીજે,
લગ્ન નિર્ધારીને સુખે કીજે, તો કારતક શુદ એકાદશી રે.
હરિ ને ઓધવની જોડી રે સરખી, જાદવે જુગતીથી નયણામાં નિરખી,
દેવકી સાંભળીને હૈડામાં હરખી, તો શુભ વારતા સહુને ગમે રે.
જાદવની જાન જળહળ દિસે, સુરનર મુનિવરનાં મન હીસે,
વરવાગો પ્હેર્યો જગદીશે, તો જાનીવાસે આવી ઉતર્યા રે.
કંચોળે પીઠી ઘોળાવો, વર વનમાળીને નમણે નવડાવો,
કેશરીઓ વાગો પ્હેરાવો, તો વરઘોડે વર શોભીએ રે.
ઢોલ દદામા ને નોબત વાગે, જાય કલોઓ ને શ્રીફળ માગે,
કરે ઠીઠોળી ને હસવા લાગે, તો ચાલો હેલી વર જોઈએ રે.
વિશ્વકર્માએ માંડવ રચીયો, જાદવ સાથ મળીને રોપ્યો,
આવી વેવણે હરિવર પોંકયો, તો તુળસી પરણાવવા કારણે રે.

પીળા પાનેતર તુળસીએ પ્હેર્યાં, અનુગ્રહે હરિ પરણવા આવ્યા,
બ્રહ્મા સાવિત્રીને સાથે લાવ્યા, તો વેદ પુરાણે થાપીયા રે.
વસુદેવે વહુને ખોળે બેસાડ્યાં, દેવકીને વહુવર લાગ્યાં છે વ્હાલાં,
વેવાઈએ પ્હેરામણીમાં મનાવ્યા, તો જાદવ શોભીતા સાથને રે.
હરિને પરણાવી જાન ઘેર જ આવી, નગરીના લોકે મળીને વધાવી,
સહુકોને મન પૂરણ ભાવી, તો દર્શન કરતાં મન ઠર્યાં રે.
માણક મોતીએ થાળ ભરાવો, માતા જશોદાજી વહુવર નિહાળો,
માતા દેવકીજી વહુવર વધાવો, તો પરણ્યા શ્રી વૈકુંઠનાથજી રે

## રામજીનો વરઘોડો.

### કડવું. ૧

માતાજીને વાત કરે છે સીતા, માડી મને લાડ લડાવે પિતા,
માડી શણગાર ઘડાવો શોભીતા,
કે આજ ને આનંદ રે, પરણવાનો દહાડલો જો ટેક
માડી મને પરણવું બહુ ગમે, માડી મને પરણાવોની તમે,
માડી મારૂં મન રામજીસુ રમે, કે૦
માડી દરવાજે નોબત વાજે, બોલ્યા સંભળાય નહીં અવાજે,
માડી એવાં નિત નિત મંગળ છાજે, કે૦
માડી સોનાના સ્થંભ રોપાવો, માડી નવરંગી ચોરી ચ્યાવો,
માડી ત્યા પ્રાણજીવન પધરાવો, કે૦
માંડી પાનેતર જાદર અણાવો, માડી મને કાળી ગાંઠી ઘડાવો,
માડી તેમાં રામજીનું નામ લખાવો, કે૦
માડી ગોર તેડીને શાન્તિક કરાવો, માડી જોશ઼ તેડીને માય મંડાવો,
માડી મારે હાથે મીઢળ બંધાવો, કે૦
માડી મારે હાથે ચુડલો ચળકે, માડી મારા ચુડા પર કાંકણ ખળકે,
માડી ગોરા પ્હોંચા પર મીઢળ લળકે, કે૦

કડવું. ૨

સાખી રામચંદ્ર ચઢ્યા વરઘોડે, લોક જોવા મળ્યા ટોળે ટોળે,
સહુ રામજીને જુએ કોડે,
કે આજને વરઘોડે રે, રામજીને નિરખીએ જો. ટેક૦

દેશે દેશના રાજા છોગાળા, હીંડે રામજીની આગળ પાળા,
તેના જોવા સરખા ચાળા, કે૦

કૌશલ્યાને સોહે મોડ માથે, પીઅળ કાઢી ચોખા સાથે,
તેને નામણદીવો હાથે, કે૦

તોરણે આવ્યા રઘુવર રાય, એનું તોરણ લહેરે જાય,
પોકવાને પનોતી ધાય, કે૦

માયરામાં પધરાવ્યા રામરાય, ત્યાં તો માનિની મંગળ ગાય,
સીતાજીને પધરાવ્યાં ત્યાંય, કે૦

જનકરાયના પહોંત્યા કોડ, મળી રામ સીતાની જોડ,
હીંડે માનિની મોડામોડ, કે૦

રાય દશરથની ધન્ય કમાઇ, મળ્યા જનક સરખા વેવાઇ,
એની કીર્તિ જગમાં ગવાઈ, કે૦

જે શીખે શુણે ને ગાય, તેના ભવનાં પાતક જાય,
વિમાને બેસીને વૈકુંઠ જાય, કે૦

## સીતાવેલ.

સાખી.

ઇશ્વરથી ઉત્પન્ન હવા, શુદ્ધ બુદ્ધ નાથ નરેશ;
ઉમીઆ અંગે ઉપન્યા, વર્ણવું આદ્ય ગણેશ.
જનકતનયા જાનકી, વાંછયો વર રઘુરાય;
ત્ર્યંબક બાંધ્યું તોડવા, કંકોતરી રે લખાય.

ઢાળ.

રાયે ત્ર્યંબક તોડવા બાંધ્યું રે, શૂરા ઘેર શૂરાતન વાધ્યું રે.
પાતાળના પંડિત તેડ્યા રે, નવેખંડના નરપતિ મેળ્યા રે.
ઈશ્વરે ઇંદ્ર જગાડ્યા રે, રૂષી સાથે રામ પધાર્યા રે
ભગવાન સભામાં આવ્યા રે, જાણ્યું દીનાનાથ પધાર્યાં રે.

સાખી.

સરસ્વતી મુજ માવડી, તુજ પ્રત્યે વિશ્વાસ,
વર જોવા જગદીશને, સતી સીતા લે શણગાર

ઢાળ

શણગાર મોળે સીતા સારે રે, શીષ ભમર ગોફણલો ભારે રે
એનો વર વિધાત્રા વખાણે રે, એની સેજ રચી શેષનાગે રે.
અમુલ્ય ઘુઘરવટ ઘોડા રે, જાણે વમળે ચઢ્યા રથ ટોડા રે.
સીતા હંસગમની હરણી રે, પગ પાહાની તે કુમકુમ વર્ણી રે.
સીતા પગ તે કેળના સ્થંભ રે, સીતા જાંગડી કેળનાં ગર્ભ રે.
સીતા ઘુંટી તે કોપરાં વાટ રે, સીતા કેડ કેશરીનો લક રે.
સીતા પેટ પોયણનું પાન રે, સીતા હુંટી કમળ સમાન રે.
સીતા હૈડું તે હરજીનું ધ્યાન રે, સીતા હાથ તે કેળની કાંબ રે.
સીતા પ્હોંચો તે દર્હીની ફોદ રે, સીતા આંગળાં મગની શીંગ રે.
સીતા હડપચી ફોફળ ફાડ રે, સીતા હોઠ પરવાળીની રેખ રે.
સીતા દંત દાડમની કળી રે, સીતા જીભડી અમૃત વાણી રે.
સીતા નાસિકા તેલની ધાર રે, સીતા આંખડી આંબલા ફાડ રે.
સીતા લલવટ આંગળ ચાર રે, સીતા સેંથો તે મોતીની સેર રે.
સીતા ચોટલો નાગની ફેણ રે, સીતા કાન તે જડીત હીંડોળ રે.

સીતા વાંસો તે ચહુદિશ ચાક રે, નાગરવેલે દાડમ ફળી લાગે રે.
રામ કહેતાં પરવાળી નહીં ભાગે રે, પાયે નેપુરની રેણુ વાગે રે.

સાખી.

પાયે નેપુર રણગણે, માનિની મંગળ ગાય;
નવે ખંડના નરપતિ, આવ્યા મંડપ માંય.

ઢાળ.

મોટા મુનિવર મંડપમાં આવ્યા રે, ભુજાડંબર ઈશ્વિર આવ્યા રે.
મોટા ગયા મંડપ હારી રે, ત્યારે સીતા રહી રે કુંવારી રે.

સાખી.

શરીર કંપે હે સખી, જુઓ નરના વેશ;
નફ્ફટ થઇ નાસી ગયા, નવકુળમાં ગઈ શેષ.
સભા તો ભાંગી ગયા, ત્ર્યંબક ઉપર ભાર;
મારા પૂર્વ જન્મની પ્રીતડી, તમે સંભારો મુજ નાથ.

ઢાળ.

હવે પૂર્વની પ્રીત સંભારો રે, એનો મહિમા મંડપમાં વધારો રે.
સ્વામી કહો તો ત્ર્યંબક ભાંજુ રે, લઘુ વેશે હું કહેતાં લાજું રે.
રામે કોડે પરાક્રમ કીધું રે, ત્રંબક અધવચ ઉંચકી લીધું રે.
સીતા પહેલું મંગળ વર્તે રે, માતપિતા ઘણું મન હરખે રે.
સીતા બીજું મંગળ વર્તે રે, હાથે ચુડી ને કાંકણુ ખળકે રે.
સીતા ત્રીજું મંગળ વર્તે રે, સીતા રામના ગુણ સંભારે રે.
સીતા ચોથું મંગળ વર્તે રે, સીતા ગઇ પરાયે ગોત્ર રે.

## મોહનનુ માયરૂ.

ચાલો સખી આજ પંઢરપુર જઇએ રે–રાહ.

રૂકિમણી પામ્યાં છે કન્યાકાળ રે,
તેને ચિત્તે વસી ગ્યા મોરાર રે
બાઇ મારા મનમા ભ્રાત એ પેડી રે,
જાણે હુ તો જસોદાને ખોળે બેઠી રે.
જસોદાએ કરમા કુંકાવટી લીધી રે,
તેણે મને સૌભાગ્યવતી કીધી રે
કીધી કીધી કેશર કેરી આડ રે,
ચોખલીઆ તે ચોડ્યા છે લલાટ રે
આજ સખી આનદ વાધ્યો જનમા રે,
વિવાહ તો મળીયો વૈદર્ભવનમા રે
વરઘોડે ચઢીયા આનદકદ રે,
સાબેલા તે મોહીએ બાળમુકુંદ રે
વરઘોડેથી ઉતર્યા આનદકારી રે,
પોકવા આવ્યા રૂક્ષ્મણીની માડી રે
ઝુસળ મુસળ ને રવાઇ રે,
સાસુએ પોકી લીધા જમાઈ રે
હવે વરને મડપ મધ્યે લાવો રે,
મામાજી તે કન્યાને પધરાવો રે
કંચન થાળે દીવડા ઝળકે રે,
કન્યા હાથે ચુડી કંકણ ખળકે રે.
વીટી ઉભું સાજન સહોદર સાથ રે,
હવે ત્યાં તો થયો હસ્તમેળાપ રે

મોહન સરખું ને માયરડું રે,
જુએ છે સકળ તણું સાહિરડું રે.
વર દેખી હરખ્યું છે મહીઅરડું રે,
કન્યા દેખી હરખ્યું છે સાસરડું રે.
છોરા તું તો કાળો ને અતિ કળીયો રે,
છોરા તું તો સિંગમાંહિથી સળીયો રે.
છોરા તારાં ચોર તણાં છે ચેન રે,
જો રે તેં તો કીધું રૂકિમણીનું હર્ણ રે.
સહીઅર કાંચળડી લોહી જાય રે,
જાણે મારાં રૂકિમણીને વશ થાય રે.
હવે હરિની ટોપલે ઢાંકો કાયા રે,
જેમ વધે રૂકિમણી ઉપર માયા રે.
બાઈ મારા પુણ્ય તણો નહીં પાર રે,
જગમાં મેં ઝાલ્યો હરિનો હાથ રે.
રૂકિમણી પરણીને ઘેર આવ્યાં રે,
શાં શાં તે પગેલાગણાં લાવ્યાં રે.
મારા બાપે ધર્મે ને પરણાવ્યાં રે,
ધરમનાં ધરણીઆં વળાવ્યાં. રે.
'મારે કાકે કોડે ને પરણાવ્યાં રે,
કોડનાં કોકરવાં ઘડાવ્યાં રે.
મારે મામે પુણ્યે ને પરણાવ્યાં રે,
પુણ્યનાં પાનેતર વણાવ્યાં રે.
દેવને ચઢાવ્યા હતા મેં ગજરા રે,
તે પુણ્યે વસુદેવ સરખા સસરા રે.
દેવને ચઢાવ્યાં હતાં મેં જાસુ રે,
તે પુણ્યે દેવકીજી સરખાં સાસુ રે.

દેવને મેં બેસાડ્યા બાજોઠ રે,
તે પુણ્યે બળીભદ્ર સરખા જેઠ રે.
દેવને ચઢાવી હતી મેં હળદી રે,
તે પુણ્યે સુભદ્રા સરખી નણદી રે.
દેવને ચઢાવી હતી મેં પાતરી રે,
તે પુણ્યે દ્વારકાં સરખી સાસરી રે.
દેવને ચઢાવ્યા હતા મેં હાર રે,
તે પુણ્યે શ્રીકૃષ્ણ ભરથાર રે.

## રતિવહુનુ ઓસાણુ.

### કડવું. ૧

ઉડ ઉડને રે મારી અતલસી કોયલ—રાહ.

રતિવહુને પૂછે રાણી રૂક્મિણી તમે, શા વિના વહુ અનમન્યા.
સાસુજીની આગળ કહેતાં લાજુ મને, ફેર ઉલટ આવે ઘણા.
એવાં વહુઅર કેરાં વચન સુણી, આનંદ પામ્યાં રૂક્મિણી.
કહું વધામણીની વાત એક તમે, સાંભળો વૈકુંઠધણી
આપણી રતિ તે વહુનું સિમંત આવ્યું સ્વામી, આપણે ઘેર સોહેલો.
સોળું સોનું અણુવો ને ઘાટ ઘડાવો, વહુઅરને પ્હેરાવીએ.
એક સોનીનો બેટો ને ગોખ બેઠો, ઘાટ ઘડે રળીઆમણા.
ઘડજે ઘડજે ચુડી ને ઘડજે કંકણુ, ઘડજે મોડાંતી હાથે રાખડી.
ઘડજે ઘડજે માળા ને ઘડજે માદળીઆં, ચીડ તે ઘેણુને શોભતી.
એક જોશીનો બેટો ને પાટ બેઠો, રૂડાં તે મુહૂર્ત પુછાવીએ.
છઠ સાતમ ને રવિ ઉગમણે સૂર્ય, મુહૂર્ત આવ્યાં ઉતાવળાં.
રૂષિ નારદ આવ્યા મંદિરે પધાર્યા, બળીભદ્ર લખે કંકોતરી.

કડવુ. ૨

એક સોનાનો ખડીઓ રૂપાની લેખણ, અક્ષર લખજો નિર્મળા.
પ્રથમે લખજો ગણપતિ બહુ ગુણવંતા, શુદ્ધિ બુદ્ધિ સું પધારજો.
લખજો ઇંદ્ર ઇંદ્રાણી ને રૂદ્ર રૂદ્રાણી, વિષ્ણુ ને લક્ષ્મીજી પધારજો.
લખજો બ્રહ્મા સાવિત્રી ને ચંદ્રમા રોહિણી, આદિત રાંદેલ પધારજો.
ઘેણુના કાકા લખજો મામા લખજો, ઘણું લખો તેના વીરને.
ઘેણુના કાકા આવ્યા મામા આવ્યા, એક ન આવ્યો વીર લોભીઓ
મારા લોભી વીરા લોભ ન કરીએ, અવસરે આવી રહીએ ઉભા
ઘેણુ ઉંચુ જુએ ને નીચું નિહાળે, જુએ મહીઅરની વાટડી.
ઓરડીએ ઉભાં સાસુજી બોલ્યાં, આવો વહુ કહું વાતડી.
તમ કટિ પ્રમાણે રૂડા વસ્ત્ર કરાવું, મહીઅરની ઉપમા નહીં.
સાસુ મહીઅર વચ્ચે ડુંગર ઝાઝા, માટે કોઇ નહીં આવીયું.
એક દૂત તેડાવો ડુંગર ખોદાવો, મહીઅર તેડાં મોકલો
એક હંસની કોટે બાંધી કંકોતરી, મહીઅર કાગળ મોકલ્યો.
વાવલીઆ રે વાયા ને મેઘ ધડુકયા, કાસદીઓ પાછો વળ્યો

કડવું. ૩

માહેલી રે આંબો મોરીયો—રાહ.

જીરે સોળ સહસ રે સુંદરી, આવી આવી રે જશોદાજીને દ્વાર, ઘેણુ નવડાવવાને. ટેક૦
જીરે ખાંડની ખેળ ઉકાળીએ, ઘેણુ નમણે રે શોભાસણુ ચાર, ઘે૦
જીરે ગંગા જમના ગોદાવરી, મંગાવો રે ત્રિવેણીનાં નીર, ઘે૦
જીરે નાહી ઉઠ્યાં રે રતિવહુ, પ્હેર્યાં રે જાદરનાં ચીર, ઘે૦
જીરે લીલુડા ગજની કાંચળી, ઘેણુ લાવ્યા રે તમારડા વીર, ઘે૦

## કડવું. ૪

સાસુ દાબલડા લઈ આવે, રતિ વહુઅરને પ્હેરાવે
કલ્લા કાંબી ને વીછુઆ છમકે, નેપુરે ઘુઘરડા ઘમકે.
સાંકળાં ને જવેર માદળીઆં, ઝુમણે જડીયાં પુતળીઆં.
કંઠાભ્રણુ તે હીરે જડીયું, આવી હાંસડલીને મળીયુ
દામણીએ મોતી લપકે, આવી ચાંદલીઆને અડકે.
નણદી પાટ કોરા પથરાવો, મૃગનયની મંડપમાં આવો.
હળવે ડગ ભરજો રે રાણી, તમ સસરા છે સારંગપાણી
કહેશે વહુઅર ક્યાં કરમાણી, જે માગો તે આપે આણી.
વડી જેઠાણી આવી ચાર, કરે ખોળા તણો આચાર
રાખડલી રત્ને જડાવી, તે સુભદ્રા નણદે ઘડાવી
દીયર ખોળે આવીને બેઠો, ઘેણુને બુસટ દઈને ઉઠ્યો
બુસટીઆને પાઘ પામરીઓ, વેઢ વીંટી ને હીરા સાંકળીઓ
રતિરૂપ રંભાને તોલે, દેખી પ્રદ્યુમ્નનાં મન ડોલે.
વાડકડે તે ચંદન ભરીયાં, મૃગનયનીની આગળ ધરીયા.
મૃગનયની ચંદન નહીં ભાવે, ગયો અવસર ફરી નહીં આવે.
ચંદન પીઓ મોડાંતી વહેલાં, જે માગો તે આપીયે પહેલાં.
ધાડવડા ચોખાથી ભરાવો, મૃગનયનીને મહીઅર વળાવો.
ધાડવડે તે વીટચાં સૂત્ર, ઘેણુ લાવજો રૂડા પુત્ર.
ઘેણુ ચોળજો કાચાં તેલ, તમ સ્વામીને વાધે બેલ.
ઘેણુ ખાજો ચેવલીઆ પાન, ઘેણુ જન્મજો ગોકુળી કાન્હ.
ઘેર વધામણીઓ રે આવ્યો; મોડાંતીએ આંગણુ જાયો.
મોસાળું સંપૂરણ થયું, જુગતે સંક્ષેપે કહ્યું.
ગાય શીખે ને સાંભળે નારી, તેને કૃપા કરે મુરારિ.

## બાણાસુરનો માંડવો.

રાગ

સરસત શ્યામને વિનવું રે, ગણુપત લાગું પાય,
આવી બાણાસુરને માંડવે રે, જાદવ કુળની જાન.
બાણુ ઉઠીને ઉભા થયા રે, નિરખ્યો જાદવ સાથ,
આપણે ભાગ્યે આવી મળ્યા રે, અનિરૂદ્ધ સરખા જામાત્ર.
રતિના ઉદર થકી ઉપન્યા રે, જાણે તેજ પ્રકાશ,
જોતાં દિસે વર રાજીયો રે, કોટી ચંદ્ર છે ભાણુ.
પાર્વતી પોંકવા સંચર્યાં રે, મસ્તક ધરીયા છે મોડ,
ડાબા તે હાથમાં દીવડો રે, જમણા હાથમાં થાળ.
ગ્રુસળ મુસળ રવાઇઓ રે, સરીઓ સંપુટ ત્રાક,
ઇંડી પીંડીનાં ઓવારણાં રે, પોંકી તાણ્યાં છે નાક.

રાહ ફેર.

પોંકી પાર્વતી વરને તેડે રે, ધસી અનિરૂદ્ધ વર ચઢ્યા કેડે રે.
વરને માયરામાં લઈ આવો રે, મામા કન્યાને પધરાવો રે.
ત્યાં તો મળીયો જાદવનો સાથ રે, ત્યાં તો થયો જુગહસ્ત મેળાપ રે.
કન્યા માડી પીરસવાને જાય રે, અનિરૂદ્ધ કંસાર ન ખાય રે.
માંહે મેલતાં ગોળનો લચકો રે, ચિત્ર લેહાએ કીધો મચકો રે.
ત્યાં તો થાય છે કુળની રીત રે, ગોરી ગાય વાંકાં રસ ગીત રે.
તમારા બાણાસુર જીવના કપટી રે, કોઇને મીઠું ન આપે ચપટી રે.
હવે બાપજી કરો પ્હેરામણી રે, હોય સંપત સારી સોહામણી રે.
મારા સસરાને આપો પાઘડી, મારી સાસુને દખણીનાં ચીર રે.
મારા જેઠને આપો પામરી, જેઠાણી પટોળાની જોડ રે.
દીયર માથે બંધાવો મોડીઆં, દેરાણી ઘરચોળાની જોડ રે.
નણદીને ઓઢાડો ચુંદડી, નણદોઇ પગરખાંની જોડ રે.
મારા કુટુંબને આપો કાપડાં, મારી દાસીને સાળુની જોડ રે.

જીરે ગોત્રને ઓત્ર પ્હેરાવજો, એના બળદને હીરનાં જોત્ર રે.
જીરે ગાય આપો ભેંસ આપજો, તે તો દોહાવાની તામડી સાથ રે.
ચરૂ આપો તાંબાકુંડી આપજો, તકીઆ ગાલીચા ઢાલીઆ સાથ રે.
પિતા એટલું હોય તો આપજો, નહીંતો ઉભા રહેજો જોડી હાથ રે.

---

## ઉમીઆ વિવાહ.

જીરે સરસત શ્યામને વિનવું, જીરે ગણુપત લાગું પાય રે,
નહીં પરણુાવું ઉમીઆ શિવને ટેક૦
શિવની જટા મધ્યે ગંગા વસે, કોઇ દહાડો ગંગાજી ઉલટે,
મારાં પશુ રે પારવતી બુડી મરે, ન૦
શિવના હાથમાં ભિક્ષાની ઝોળી રે, કોઇ દહાડો તે ભિક્ષા નહીં મળે,
મારાં પશુ રે પારવતી ભૂખે મરે, ન૦
શિવની ડોકે તે સર્પની માળ રે, કોઇ દહાડો તે સર્પ જ કોપશે,
મારાં પશુ રે પારવતી છળી મરે, ન૦
શિવની આંખમાં અગ્નિ ઘણી વસે, કોઇ દહાડો તે અગ્નિ વધી જશે,
મારાં પશુ રે પારવતી બળી મરે, ન૦
શિવનો સ્મશાન મધ્યે વાસ રે, શિવને સ્મશાન ભસ્મ બહુ ચઢે,
મારાં પશુ રે પારવતી નહીં ઠરે, ન૦

---

જીરે જ્ઞાન થતા ગત વિસરી, જાણ્યા શિવજીને પરબ્રહ્મ રે,
પરણુાવું તે ઉમીઆ શિવને ટેક૦
જીરે જે વર પાદરે સંચર્યા, પાદરે પડા વજડાવીએ, પ૦
જીરે જે વર શેરીએ સંચર્યા, શેરીએ સેજ ઢળાવીએ, પ૦
જીરે જે વર તોરણે સંચર્યા, તોરણુ તે લ્હેરડે જાય રે, પ૦
હરખી નિરખે મેના માવડી, હરખે તે અગ્ઘવા જાય રે, પ૦
વર આણી બેસાડ્યા માયરે, માયરૂં તે ફુલડે ભરાય રે, પ૦
જીરે કન્યાએ કાંકણુ પ્હેરીયાં, હવે પડી પાનેતરે ગાંઠ રે, પ૦

જીરે આડા તે અંતરપટ ધર્યા, જીરે હુઇ તંબોળડે છાંટ રે, ૫૦
કાઠા ચંદન કેરી કુયડી, તેમાં રચીયો છે સાર કંસાર રે, ૫૦
શિવજી જમાડે પારવતીને, ઉમીયા જમાડે ભોળાનાથ રે, ૫૦
જીરે અન્યોઅન્ય જમાડીયાં, ઉઠીના તે વાળ્યા પાઠ રે, ૫૦
જીરે પ્હેલું મંગળ વર્તીયું, હજીએ છું બાપનું બાળ રે, ૫૦
જીરે બીજું મંગળ વર્તીયું, હજીએ છું માડીનું પેટ રે, ૫૦
જીરે અગણું મંગળ વર્તીયુ, હજીએ છું વીરાની બેન રે, ૫૦
જીરે ચોથુ મંગળ વર્તીયુ, હવે ગઇ પરાયે ગોત્ર રે,
પરણાવ્યાં તે ઉમીઆ શિવને.

---

## લીલાપુરી.

ધોળ.

લીલાપુરી દ્વારામતિ રાજદુવાર રે,
કુળના દીવા રે હરિ પ્રગટીયા રે.
કેશર છાંટ્યા રે જોખ ને જાળીઆં રે,
કોસંબે રંગ્યાં રે હરિનાં મોળીઆં રે.
પીતળ લોટા રે જળે ને ભરાવો રે,
ચંપાની કાંપે હરિ દાતણ કરે રે.
ચીની ને પ્યાલા રે તેલે ભરાવો રે,
ડમરે ને મરવે હરિ મર્દન કરે રે.
તાંબાની કુંડી તે જળે ને ભરાવો રે,
દૂધને સમાણે હરિ અંગોળ કરે રે.
નહાવાને બેઠા રે કમળાના કંથ રે,
રાણી ને રૂક્મિણી આપે બોટીઆં રે.
સોનાની ઝારી તે જમનાજળે ભરાવી રે,
તાંબાને તરભાણે હરિ આચમન કરે રે.

સુખડ કેરા પાટ ને રૂદ્રાક્ષની માળા રે,
રત્ન ગુંથેલ હરિની ગૌમુખી રે.
સોનાની થાળી તે સીંદુરે અજવાળી રે,
ખાજાં ને લાડવે હરિ ભોજન કરે રે.
જમવાને બેઠા શ્રી લક્ષ્મીજીના કંથ રે,
રાણી ને રૂક્મિણી ચાલ્યાં પીરસવા રે.
વાવ ઢોળંતાં તે વાત પૂછંતાં રે,
અમને પરણે તમારા સારાં થયાં રે.
જુવારની રાબડી તે રાંધી જસોદા માવડીરે,
ખાખરાને પાને હરિ ભોજન કર્યાં રે.
લવિંગ સોપારી ને પાન તણાં બીડા રે,
ત્યારે તમે ખાતા જાદવરાય વનફળો રે.
મોનાનાં મોકટાં ને પરવાળીના પાસા રે,
ત્યારે તમે રમતા જાદવરાય કાંકરે રે
સાગના ઢોલીઆ ને સીસમના પડવાયા રે,
ત્યારે તમે પોઢતા જાદવરાય સાથરે રે.
નંદજીને ઘેર ચારી નવલક્ષ ધેન રે,
ત્યારે તમે વાતા જાદવરાય વાંસળી રે.
ઝરમર મેહુલો વરસે ને ઘોર અંધારી રાત રે,
ઝીણી ને પિછોડી તમારે ઓટલે રે.
હળવે રે હળવે બોલો રાણી રૂક્મિણી રે,
માતા દેવકી રખેને સાંભળે રે.

ભીમક સરખા તાત તારે, રૂકમૈયો સરખા વીર;
રૂકિમણી મુખ કરમાઇ ગયું, નયણે વછૂટ્યાં નીર.
કીડી પર શા કટક માતા ! રાંક ઉપર શી રીસ ?
બાળકબુદ્ધિએ બોલીયાં, હવે તે લાગી શિખ.

આગળની રાહ.

જ્યારે મારા કૃષ્ણજીએ દાવાનળ પીધાં રે,
ત્યારે ને વહુઆરૂ તમે ક્યાં હતાં રે ?
જ્યારે મારા કૃષ્ણજીએ માસી પુતના સોષી રે,
ત્યારે ને વહુઆરૂ તમે ક્યાં હતાં રે ?
જ્યારે મારા કૃષ્ણજીએ મામો કંસ માર્યો રે,
ત્યારે ને વહુઆરૂ તમે ક્યાં હતાં રે ?

રાહ ફેર.

અગર ચંદનના ઓરડા, સુખડ રચ્યાં રે કમાડ.
સાગ સીસમના ઢોલીઆ, મશરૂની તળાઇ.
ગાલે તે ગાલમસુરીઆં, અતલસનાં ઉસીસાં.
ત્યાં પોઢે શ્રી કૃષ્ણ લાડકા, ડમરા મરવાના વાસ.
ડાબા તે હાથમાં ઝારી ને, જમણા હાથમાં થાળી.
રમઝમ કરતાં મહેલે ચઢ્યાં, કૃષ્ણે સોડ જ તાણી.
હાથ સાહીને ઢંઢોળીઆ, બોલાવ્યા ન બોલે.
જ્યાં મન માને તમારડાં, શિશુપાળને વરજો.
તમે તે ભીમકરાયની બેટડી, અમે ગાયના ગોવાળા.
તમારે ભોજન ખાજાં લાડવા, અમે રાબ પીનારા.
તમારે મુખવાસ પાનનાં બીડલાં, અમે વનફળ ખાઇએ.
તમારે રમત સોના સોકટાં, અમે કાંકરે રમીએ.
તમારે પહેરણ ચીર ચુંદડી, અમે ધાબળીવાળા.
તમારે પોઢણ રંગત ઢોલીઆ, અમે સાથરે સુનારા.

પાયે લાગી લાગી વિનવે, ક્ષમા કરો ભરથાર.
લીલાપુરી ગાય સાંભળે, તેનો ધન્ય અવતાર.

## ધ્રુવજી ( નાના ).

રાગ.

રાય પરીક્ષિત બોલીયા, સાંભળો શુકજી વાણ;
મારે અંગે આનંદ ઉપન્યો, કહો કથા સારંગપાણ.
મૂર્ખસુત જેમ વિદ્યા પામે, ધરે મન આનંદ;
તેમ મુજને હરિકથા, સુણતાં ગુણ ગોવિંદ.
લઘુ વયમાં વન ચાલ્યા તે, કોણ કારણ મન ?
થોડા દિવસમાં કેમ પામ્યા, ચર્ણ શ્રી પરબ્રહ્મ ?
વૈરાગ્ય એવો ઉપન્યો, મનમાંહીં શા માટ ?
તેસું મારૂં મન છે, વાત ઘાલોની ઘાટ.
સ્વર્ગભુવનથી સત્યરૂપા, તેજ કાન્તિ માત;
તેણી એ બે પદ્મિની રે, રાયને દરબાર.
સુરતી કહીએ પાટરાણી, તેને અતિ ઘણાં માન;
એક પુત્ર જ નામ ઉત્તમ, તેહને સંતાન.
અનેક અબળા ને નેત્રવતી, ધ્રૂવ તેનો તન;
અવિચળ વાણી પામવાને, સાંભળો વર્ણન.

ઢાળ.

સાંભળો રાજન કહું વિસ્તારજી, પ્રૌઢા થાય રે બેઉ કુમારજી.

રાગ.

કુંવર બેઉ પ્રૌઢા થયા, જેમ શુકલ પક્ષનો ચંદ;
રમતા બાળક ત્યાં ગયા, જ્યાં બેઠા હતા રાજન.

આનંદ કરતા આવીયા રે, ભરી સભા મધ્યે બેઉ;
ઉત્તમ જઇ અર્ધાંગ બેઠા, મન આણી પ્રેમ.
રાયે ધ્રુવ ન બોલાવીયા, ભૂપે કીધો ભેદ;
કુંવર કેરા મનમાં રે, ઉપન્યો અતિ ખેદ.
ધિ:ક ધિ:ક મારા તનને, ધિ:ક ધિ:ક એ સંસાર;
હું ઉદર એને અવતર્યો, મુજ બળો એ અવતાર.
સગો નહીં કો કો તણો રે, મિથ્યા માયા મન;
સંસારમાં એક સગો છે મારે, તાત ત્રિભુવન.
લોચન બેઉએ ચાલીયાં, જેમ નદીનાં નવાણ;
મારા પિતાજીએ કર્યો અંતર, હવે હું હરિ શર્ણ.
ગદ ગદ કંઠે ચાલીયા રે, બહુ શોક આણે મન;
માળીએ બેઠી અપરમા તે, બોલીયાં મુખ વચન.
અરે ધ્રુવ તું બાપડા રે, બહુ શોક આણે મન;
પણ ભાગ્ય વિણ કેમ બેસશો રે, પુત્ર રાયને આસન?
કર્મહીણી પ્રમદા પેટ આવ્યો, નવ ઘટે તુજ રાજ;
તપ કરી અવતર કુખ મારી, સરે તારાં કાજ.
એવાં વચન સાંભળી મંદિર આવ્યા, જ્યાં હતાં નિજ માત;
મારી આઈ હું અભાગીઓ, મને વ્હેરો કીધો તાત.
હંસ કેરા વનમાં જેમ, બગલો સોહીએ તેમ;
માન પાકી સભામાંથી, વળ્યો પાછો તેમ.
સેવા ન કીધી ગૌધેનની, ને નહીં દીધાં દાન;
તે કર્મ આડે આવીયાં, મને પરહર્યો રાજાન.
વ્રત ન કીધાં એકાદશી, ને ન જાગ્યો જાગણ;
તે કર્મ આડે આવીયાં, મને પરહર્યો રાજાન.
ધાવતાં બાળ વિછોડીયાં, ન કરાવ્યાં પયપાન;
તે કર્મ આડે આવીયાં, મને પરહર્યો રાજાન.

સાધુ જાણી આવતા ને, ન દીધાં આસન;
આજ્ઞા આપો માવડી, હું ભજું અશર્ણશર્ણ.
એટલાં દાન મેં નહીં કીધાં ને, ભૂખે કીધા ભેદ;
કુંવર કેરા મનમાં રે, ઉપન્યો અતિ ખેદ.

ઢાળ.

વળતી બોલ્યાં રે માતા વચન જી, સાંભળની તું રે મારા તન જી

રાગ.

સાંભળની કહુ તન મારા, કહું એક ઉપદેશ;
મહાવનમાં એકલો, પુત્ર કેમ તુ રહેશ ?
બાપ વાઘ સિંહ ને ચીતરા રે, બહુ વાદગ વિકાળ;
ઉંટ અજગર સમડા રે, ભયંકર વન અપાર.
લીલ નહીં ને રીંછડાં રે, વિકટ વન છે ભૂપ,
અનેક સાવજ વસે વગડે, જરી સા જમદૂત.
ગુલ્મ તરૂવર લતા શાખા, વન ખટકે તૃણ;
અંધકારે આંહાં રમ્યા તે, ન દિસે રવિકિર્ણ.
સરોવર શીતળ ગુફા ઘણી રે, શીતળ વસમે ઘાટ;
રવિકિર્ણ તુજને નથી અડ્યાં, કેમ જાણીશ વાટ ?
તારે તે શું કામ છે જે, રાય ન દેતા માન ?
યથાશક્તિ ભોગવો, પુત્ર આપણાં તે જાણ
નાના વિધનાં વસ્ત્ર પહેરો, કરાવું બહુ આભ્રણ;
માળીએ બેસી કરો ક્રીડા, મન મેલો મહીપત.
મને મારો કૃષ્ણજી તે, ગ્રહીને મારો હાથ;
બેસાડશે ત્યાં જઈને બેસીશ, અવર બીજી વાત.
મારૂં મન ત્યાં રહ્યું અટકી, દેવ સાંભળો વર્ણ;
આજ્ઞા આપો મારી માવડી હું, ભજું અશર્ણશર્ણ.

કુંવર કેરા ભાવ જાણી, કર્યાં ખટરસ અન્ન;
ભાવ કરી સંજોગ જુગતે, કરાવ્યાં ભોજન.
વળતી માતાએ આશિષ દીધી, કુંવરને તેણીવાર;
પ્રસન્ન થાશે તુજને, એ માન વિશ્વાધાર.
શિખાએ તને રક્ષા કરશે, મસ્તકે મહાદેવ,
લલાટ નરહરિ સત્ય કેશવ, વદન વિઠ્ઠલ તન.
શ્રી નારાયણ નાસિકા રે, કંઠ કમળા વાસ;
દંત દીનાનાથ દાયક, અધર શ્રી અવિનાશ
કટિ જંઘા રાય જાદવ, ચર્ણ બે ભગવાન;
આયુધ ખોળાની ત્વચા ઉપર, નાગ શેષ રખવાળ.
શુકન બાધી ચાલીયા, મનમાંહિ ઉમંગ ન માય;
સવચ્છી સામી મળી ગાયો, નગ્ર કેરે દ્વાર.
કુંવર વનમાં ચાલીયા, જ્યાં સમડીની રેખ;
ત્યાંથી આગળ ચાલીયા, જ્યાં મનુષ્ય નહીં પ્રવેશ.
મહા મોટા પર્વત પ્રૌઢા, તેનાં શિખર છે આકાશ;
શબ્દ સાવજ કરે ત્યાંહિ, ભયંકર બહુ અપાર.
બ્હીક ધરવા ધ્રુવ લાગ્યા, રહ્યા તેણે ઠામ;
હું બાળકની દયા કરજો, મનમાં રૂષિજન.
અંતરીક્ષ થકી ઉતર્યા, જે વિધિના કુમાર;
નયણે નિરખ્યા આવતા, જઈ ચર્ણ લાગ્યો પાય
સ્વામી મારી સાહાય કરજો, તમે છો મમ દેવ;
વેદસુત નામ નારદ, નામસું સંક્ષેપ.
વિશ્વવંતી તાત કહીએ, ને નિજવંતી માત;
વૈરાગ્ય આણી વન આવ્યો, દુભવ્યો મુજ તાત.
ચાલની તું નગ્ર તારે, મળી મારી સાથ;
પિતાથી અપાવું તુજને, રાજ કરો તુજ હાથ.
સ્વામી મારા મનમાં, અર્થ નથી એહ;
આંહાંથી તે જઈશ હું એટલે, મને લેશે હરિ શરણેય.

ગગ ફેર.

તતક્ષણ ત્યાંથી ચાલીયા, રૂષિ આવ્યા ભીષ્મભુવન રે;
રૂષિ આવ્યા દેખીને, ઉઠી ઉભા થયા રાજન રે.
આપ્યાં આસન પૂજ્યા મુનિજન, પખાળ્યા બેઉ પાય રે;
વિશ્વાસ આણી પરખીયા, મનમા ઓસંખ્યો રાય રે
વેદ સુત કહે રાજીઆ તને, કશાં દુઃખ છે દેહ રે?
રાજન મુજને કહોની એમ, બોલ્યા રૂષિ કૃપાળ રે
પાંચ વર્ષનો કુંવર મારો, ધ્રુવ તેનુ નામ રે;
મન મધ્ય મુજથી દુભાયો, ને ગયો છે વનમાય રે
મારા તનની કોમળ કાયા, ન દેખે રવિકિર્ણ રે;
જે પુષ્પસેજે પોઢતો, તે કેમ સૂશે ધર્ણ રે?
પાંચે અમૃત અન્ન ખાતો, મુજ મુખ કરતો કલોલ રે;
તે ફળ પત્રે સંતોષથી, કેમ રહેશે બાળ રે?
અનેક દુઃખ બ્હીહાડશે ત્યારે, કોને કરશે સાદ રે?
તે મહાવનમા એકલો દીન, દિગબર દીનાનાથ રે
રૂષિ ત્યાથી ચાલીયા, આવ્યા સ્વર્ગ મોઝાર રે;
ધ્રુવે જમુના તીર જઇ, સ્નાન કીધાં ત્યાય રે
એક પુષ્પ પહેલે પત્ર બીજે, મૂળ ચોથે આહાર રે,
પાંચમાને પારણે, કીધા કઠણ ઉપવાસ રે.
ચર્ણ એકે રહ્યા ઉભા, નામ લઇ આધાર રે;
શેષ મસ્તક પૃથ્વી ચળીને, ચળીયા શેષનાગ રે
શેની કાયા ને શેની માયા, અચળ રાખ્યાં મન રે;
ધ્રુવ કેરાં મન મોટા તે, કેશવ ચર્ણે તેમ રે.
ઉદકમાં જેમ લવણ ભેળે, મળી જાય જળમાંય રે;
ઇંદ્ર મહા મુનિ શંકર, મળ્યા તે તતકાળ રે.

મળ્યા સઘળા દેવતા તે, ગયા બ્રહ્મા પાસ રે;
અરે સ્વામી ઉદય કર્તા, ચતુર્મુખ છો જાણ રે.
ઉગ્ર કોઇએક તપ સાધે, લેવા આવ્યો આસન રે;
ક્ષીરસાગર વેગે જઇને, વિનવીએ ગોપાળ રે.

રાગ ફેર.

અંતરમાં વિમાસે હરિ, સેવકસું મન કરૂણા કરી.
ગરૂડ વાયો શ્રી અવિનાશ, વેગે પધાર્યા મધુવનમાંય.
વાળી વાળીને શ્રી રંગ, પ્રાણ કહીને લીધા ઉછંગ.
હસીને બોલ્યા શ્રી અવિનાશ, આવ બાળ કાંઇ માગ મુજ પાસ.
જે માગીશ તે આપીશ હું, હૈડે શોક ન રાખીશ તું.
અંતકાળે ભજજે મને, અવિચળ પદ હું આપીશ તને.
શુકજીએ એવી વાણી કહી, અંતરધ્યાન ત્યાં હવા સહી.
નગ્ર ભણી ધ્રુવ પાછા વળ્યા, આવતાં કુંવર રાય સામા મળ્યા.
આગળ કુંજર પાછળ તુરી, સાથ સુભટ બેઉએ સુંદરી.
ઉત્તમ પુત્ર ત્યાં મળવા ગયા, આલિંગન બેઉ દેઇને રહ્યા.
નિશાને વળગ્યા બેઉ જણા, અળગા ન થાય જાણે માએ જણ્યા.
અપરમાને જઇને મળ્યા, મન તણા તેના શોક જ ટળ્યા.
નિજ માતાને કર્યા જુહાર, થાન તણી વિછુટી ધાર.
પયપાન ધ્રુવજીએ કર્યાં, કાયા તણાં તેનાં કષ્ટ જ ટળ્યાં.
રાયે ધ્રુવને સોંપ્યાં રાજ, ગયા વન સહુ કીધાં કાજ.
દુંદુભિ ગડગડે ગંભીર, સિંહાસન જઇ બેઠા વીર.
ભોગવતાં એમ કહે જગદીશ, રાજ કરો સેં ખટ વરીશ.
ધ્રુવ તણી જે કથા સાંભળે, નરનારીનાં પાતક ટળે

---

## કર્ણપુરી.

રાગ.

સરસત શ્યામને વિનવું, ગણપત લાગું પાય જી;
હસ્તિનાપુર સમ નગર દીપે, કર્ણપુરી વંચાય જી.
રવિ ઉગમતે દિનકર ચઢતે, કર્ણ રાજા આપે છે દાન જી;
સવાભાર સુવર્ણ કર્ણ આપે, દાનેશ્વરી કહેવાય જી.
દુર્યોધનને પડો વજડાવ્યો, વર્તાવી રાય આણ જી;
અઢીભાર સુવર્ણ હું આપું, કોઈ કર્ણને દ્વાર ન જાય જી.
ભટ બ્રાહ્મણ હોય લોભીઆ, અદકેરૂં આપે ત્યાં જાય જી;
અન્ન જળ લીધા વિના, નર નારીને ત્રણ ઉપવાસ જી.
અંતરીક્ષથી નારદજી પધાર્યા, આવ્યા કર્ણને દ્વાર જી;
આવો નારદજી ભલે પધાર્યા, અમ સરખાં કાંઈ કાજ જી?
જળ લોટા લઈ ચર્ણ પખાળ્યા, સુખ દુઃખની કીધી વાત જી;
ત્યાંથી નારદજી પધાર્યા ને, આવ્યા દ્વારકાં ગામ જી.
દુરથી નારદજીને દીઠા, લક્ષ્મીએ કીધી સાન જી;
એ પેલા નારદજી આવ્યા, આજ કરાવશે રાઢ જી.
વડો સેવક હોય કર્ણ તમારો, દુઃખ તણી કહી વાત જી;
ત્યાંથી પ્રભુજી ઉઠીયા ને, લીધું વૃદ્ધ સ્વરૂપ જી.
નયણે નીરધારા વહે ને, જેષ્ટીકા ઝાલી છે હાથ જી;
કાયા તો થર થર કાંપે ને, ઢળી ઢળી પડાય જી.
ત્યાંથી પ્રભુજી પધાર્યા ને, ગરૂડને દીધી સાન જી;
આવ્યા નગ્રની સીમમાં ત્યારે, સામી મળી પાણીઆરી જી.
બાઈ રે પાણીઆરી ઉભી રહેની, કહેની નગ્રની વાત જી;
આ નગરમાં કોનું રાજ ને, કોણ દાનેશ્વરી કહેવાય જી?

અઢી ભાર સુવર્ણ દુર્યોધન આપે, દાનેશ્વરી કહેવાય જી;
બાઇ પાણીઆરી તું ધાડે બોલ, હું તો નથી સાંભળતો કાન જી.
હાં મારા પ્રભુજી તમે શેના સાંભળો, મોટા પરબ્રહ્મ દેવ જી;
બાઇ રે પાણીઆરી તેં કેમ ઓળખ્યો, પૂર્વ જન્મની પ્રીત જી.
પૂર્વ જન્મની કહું છું વાત મુને, મળીયા શ્રી અવિનાશ જી;
ગંગાતીરે તપ આચર્યો, મુને મળીયા નરહરિરાય જી.
એ નારી જઇ નગરમાં કહેશે, મન વિમાસે મુરાર જી;
એક મુહૂર્તમાં વિમાન તેડાવ્યું, નારી ચલાવી છે ધામ જી.
ત્યાંથી પ્રભુજી પધાર્યા, સામા મળ્યા બ્રાહ્મણ ભાટ જી;
બ્રાહ્મણ ભાટ તમે ઉભા રહોની, કહો નગરની વાત જી.
આરે નગરમાં દુર્યોધન રાજા, દાનેશ્વરી કહેવાય જી;
ત્યાંથી પ્રભુજી પધાર્યા ને, આવ્યા દુર્યોધનને દ્વાર જી.
આવો વિપ્રજી ભલે પધાર્યા, અમ સરખાં કાંઇ કાજ જી;
જળ લોટા લઇ ચર્ણ પખાળ્યા, આપ્યાં આસનમાન જી.

રાગ ફેર.

એક જરા અમારી લઈ કરી, શુણ રાજાજી;
તારૂં જોબન મુજને આપ, વાત વિચાર કરી.
મારે માતપિતાનાં કરવાં કાજ, શુ૦ મારે જવું દ્વારકાં ગામ, વા૦
દ્વારકાં જઇ આવીશું, શુ૦ તારૂં પાછું આપીશ કાલ, વા૦

રાગ.

મારૂં જોબન મારે હાથ નથી, પૂછી આવું ઘરની નારજી;
ત્યાંથી રાજા પધાર્યા ને, આવ્યા રાણી પાસ જી.
વાત સમજાવી નારીને, પૂછયો અભિપ્રાય જી;
નારીએ મસ્તક ધુણાવીયું, ને નહીં ભરી હાય જી.

રાગ ફેર.

સ્વામી ઘરડા થઇને પોઢશો, શુણુ રાજા જી;
હું તો સેવા ન કરૂં લગાર, વાત વિચાર કરી.
સ્વામી અટપટીઆ થઇ પોઢશો, શુ૦ હું વીજણે ન ઢોળું વાય, વા૦
સ્વામી ઢોર ચરાવા મોકલું, શુ૦ ત્યાં હસશે અર્જુન ભીમ; વા૦

રાગ.

ત્યાંથી રાજાજી પધાર્યા, આવીયા વિપ્ર પાસ જી;
જોબનની મને ના કહી, મારી નારીએ કર્યો નકાર જી.
વાહ વાહ દુર્યોધન રાજા, તુજ ઘર સ્ત્રીનાં રાજ જી;
ફટ ભુંડા ફટ પાપણા, મને ખોટી કર્યો બહુ વાર જી.
કહો તો વિપ્રજી હાથી આપું, હાથીએ થાઓ અસ્વાર જી;
હાથીએ બેસતાં મને ન આવડે, રાજા ભાંગે મારાં હાડ જી.
ત્યાંથી પ્રભુજી પધાર્યા, આવ્યા કર્ણને દ્વાર જી;
આશીર્વાદ દઇને બેઠા, જોબન માગ્યું તે વાર જી.
આ દેહ કૃષ્ણાર્પણ કરૂં, ધન્ય મારો અવતાર જી;
અમે એમ જોબન લેતા નથી, પૂછી આવો ઘરની નાર જી.

રાગ ફેર.

એક વૃદ્ધ વિપ્ર ઘેર આવીયા, શુણુ રાણી જી;
તે માગે છે મુજ જોબન, વાત વિચાર કરી.
કહે છે માતપિતાનાં કારજ કરવાં, શુ૦ જાવું દ્વારકાં ગામ, વા૦
કહે છે દ્વારકાથી આવીશું, શુ૦ તારૂં આપીશ પાછું કાલ, વા૦

રાગ.

શુણતાં હરખ્યાં સુંદરી, સતીએ નવ કર્યો નકાર જી;
સ્વામી મને માગે તો આપજો, તમે ના નવ કહેશો લગાર જી.
ત્યાંથી રાજાજી પધાર્યા, આવ્યા વિપ્રની પાસ જી;
જોબનની મને હા કહી, મારી રાણી થઇ રળીઆત જી.

બન બન મૈયા ફિરે એકેલી, ઝાડી ન્યારી ન્યારી;
ગુરૂકે ચર્ણ ઉપર બલ જાઉં, આજ મિલે તુજે હરિ: બ૦

---

હે કોઇ એસા સત વિવેકી, ઉલજે સુ સુલજાવે રે;
સદગુરૂ શબ્દ સાચ કરી માને, ઉલટ ભેદ જબ પાવે રે. હે૦
સ્વાગ સૂત્ર સંશયમેં ઉલજે, અજ્ઞાન ઘણું ગુંચાવે રે;
યે માયાકી ખિલગી આંટી, તામે તન તું તપાવે રે: હે૦
સુરતકી સૂઈ નુરત મેં પ્રોઈ, દેવ લોચન દર્શાવે રે;
જ્ઞાન દીપક ભીતર પ્રગટ્યો, તુંમે તારણ પાવે રે: હે૦
હે મોહે પત ગાંઠ ને ગલે જ્ઞાના, સ્વાંગ સૂત્ર દર્શાવે રે;
જ્યું ચોરાશીકા ફેરા ઉલજે, નહીં આવે નહીં જાવે રે: હે૦

---

લાવણી

કા ઠાડે કૃષ્ણ અવતારી જી,
બ સી જનકારી, મોહી સબ નારી. કા૦

જમુના કિનારે ખડે કૃષ્ણજી, સખીઆં આઈ નહાનેકું;
ઉતાર ચીર સખીને ધર, દીયા જમુના કિનારેકું;
ચીર ચોરે હરિ, ઝીલે વ્રજનારી: કા૦

લે ગોપીઅનકે ચીર કૃષ્ણજી, કદમકે ઉપર જા બૈઠા;
હમ તો જલમેં નંગી ખડીહે, કયું કરતે એસા ઠઠ્ઠા?
માનો ગિરિધારી, ચીર દો ડારી: કા૦

કહે કૃષ્ણજી સુનો ગોપીઆં, જલમે બહાર ખડી રહો;
જદ પાવોગે ચીર તુમારો, નહી તો જલમેં પડી રહો;
સુન લો સારી, સખીઆં પ્યારી: કા૦

હાથ જોડકે ખડી ગોપીઆ, માનો કૃષ્ણજી ગિરિધારી;
તન મન મેરા રસ કસ જોબન, હે તુમ પૈ વારી વારી;
ચીર દો ડારી, મોહી સબ નારી: કા૦

સબ ગોપીઅનસે ખેલ કરત હે, એમેં કૃષ્ણ હે અવતારી;
ગજરાજગિર ઉસ્તાદ હમારે, છં કુછ હે રાધા પ્યારી;
ચીર દેવે હરિ, પહને વ્રજનારી: કા૦

---

રામરમ પલક ન કીજે ન્યારો,
એમી સુઝ બહોર નહીં આવે, નરતન હોય અવતારો રા૦
લક્ષ ચોરાશી ભમી ભમી આયો, ભોગતો કષ્ટ અપારો,
ભાગ્ય ભલો મનુષ્ય તન પાયો, ભજી લે સર્જનહારો: રા૦
એસા રસ ઓર નહીં કોઇ, પીવત લાગે પ્યારો,
યે અવસરમેં પી લે પ્રાણી, હોઇ હોઇ હુશીઆરો. રા૦
શિવ સનકાદિક શેષ પીવત હે, અનત કોટી જન ધારો,
રામ શબ્દ નિર્વાણ પોકારે, જીન શિર ભાર ઉતાર્યો: રા૦
માયા મોહ નારી સુત બધુ, ત્યાગે સકલ પ્રસારો,
રામચર્ણ તાકી બલિહારી, ઇશ્વરકો અધિકારો: રા૦

---

અપના કોઇ નહીં રે, અપના કોઇ નહીં રે,
એક બિના રામ રઘુનાથ અપના કોઇ નહીં રે. અ૦
ભાઈ કહતા ભુજા હમારી, બહન કહે વીર મેરા;
માતા કહતી પુત્ર હમારા, નારી કહે નર મેરા: અ૦
ઉંચા નીચા મંદિર છાંડ્યા, ગાય ભેંસ ઘર ઘોડી;
અપ્સરા સરખી ત્રિયા છાંડી, ઓર પુત્રકી જોડી: અ૦
ઘરકી ત્રિયાકે સંગ ચલકે, ધુન ધુત ધન્ ખાયા,
અતકાલ ખૂણે જા બૈઠી, ડગ ભી નહીં ભરાયા: અ૦

ચાર જણા ઉઠાય ચલેહે, ચઢે કાષ્ટકી ઘોડી;
નદીકિનારે જાય ઉતારી, ફુંકી જેસી હોલીઃ અ૦
તેરી લેહ મેરી સંગ લાગી, મેરી લેહ મેરી માઇ;
દાસ ઉદાસી યોં કહતહે, હંસ એકેલા જાઇઃ અ૦

---

કયા તન માંજતા રે રામ,
એક દિન મિટ્ટીમેં મિલ જાના હો જી;
સતીઆ સુનતા રે રામ,
એક દિન પંખીસે ઉડ જાના હો જી;
કાચી તેરી કાયા, ગુલાબી રંગ લગાયા હો જી. } ટેક૦

મિટ્ટી ચુન ચુન મહલ બનાયા, મૂરખ કહે ઘર મેરા;
આવે જમડા લે જાય જીવડા, કાંહાં ગયા ઘર તેરા ? કયા૦
સોના પહેરો રૂપા પહેરો, પહેરો પીતાંબર ખાસ;
રૂપીઆ ગજકા રેશમ પહેરો, નહીં જીવનકી આશ; કયા૦
બાડી બીચમેં બંગલ બનાયા, રખા કમલકા ફુલ;
દોઇ ઘડીકા દેખના ભાઇ ! આખર ધુલકી ધુલઃ કયા૦
કોડી કોડી જોડકે કીયા, રૂપીયા લાખ કરોડ;
નારનઘરકી ચીઠ્ઠી ઉતરી, ચલા જીવડા છોડઃ કયા૦
જોષી બુલાઓ વૈદ બુલાવો, લાવો જડી વ બુટ્ટી;
જડી બુટ્ટી કુછ નાંહી ચલી, જબ નારનઘરકી તુટીઃ કયા૦
શહેર શરીરમેં તેજી છુટ્યા, સખત પડા પોકાર;
દશ દરવાજે ખબર કરો ભાઇ ! કિધર ગયો હે સ્વારઃ કયા
હાડ જલે જ્યું લકડી જલે, ઔર કેશ જલે જ્યોં ઘાસ;
સોનાવર્ણી કાય જલે, કોઇ સગું ન આવે પાસઃ કયા૦
કિસકી આયા કિસકી માયા, કૌન કુટુંબ પરિવાર;
દેવેગા પુન પાવેગા ભાઇ, કુન બેટા કુન બાપઃ કયા૦

બ્હેની રોવે બાર દિવસ, ઔર માડી રોવે માસ;
ઘરકી સ્ત્રી સો તીન દિન રોવે, દુસરા માંડે વાસઃ ક્યા૦
મિટ્ટી ઓઢન મિટ્ટી પહેરન, મિટ્ટીકા સબ ભોગ;
મિટ્ટીમેં મિટ્ટી મિલ ગઈ તો, ઉપર ચલ ગયે લોકઃ ક્યા૦

---

હુઆ રામ ગુરૂ હુમેન ગબરૂ, એસા કલિજુગ આવેગા. હુ૦
વડ પીંપર યે વડા રૂખડાં, ડાલે મૂલ સોહાવેગા;
હંસા થા સો ઉડને લાગા, કાગા બેઠણુ આવેગા. હુ૦

ઉત્તમકે ઘર બકરી દોહોશે, ધોબી ગાય પાલેગા;
મડમ તણે ઘર તુલસી ક્યારો, જોષ ગરોડા જોવેગાઃ હુ૦

સોના થાલમે બ્રાહ્મણુ જમતા, દીયા દાન ન લેતા;
મધ્યરાતમેં ઉઠ્યા દામોદર, મડમ તણે ઘેર માગેગાઃ હુ૦

વાણીયા બ્રાહ્મણુ વાટ પાડેગા, તપસ્વી હાથ મોડેગા;
દીકરીકી કમાઇ પિતા હી લેગા, ઉપર દમડા માગેગાઃ હુ૦

પહેને પીતાંબર લાલ શોભતે, શેલડી સો રસ રાખેગા;
જૂઠું બોલે અસત્ય ચાલે, તાકું દુનીઆ માનેગાઃ હુ૦
પાંચ પાચ પાંડવ પૃથ્વી તજીયા, કાગા માળા ઘાલેગા,
સહદેવ જોષી કહે પાંડવો, રહેગા સો નર જોવેગાઃ હુ૦

## મૃગ કપોતની કથા.

ચોપાઇ.

શૈલ્ય સુતા સુત ગણપતિ ગાઇએ, નિર્મળ બુદ્ધિ ભજનમે પાઇએ.
કમલાસનકુંવરી વિદ્યા વર, કવિ વંદે જગમેં સચરાચર.
એક ગણેશ સરસ્વતી દૂજી, સુર મુનિ આદિ સકલમેં પૂજી.
વેદ પુરાણુ ગ્રંથમેં સાખી, હરિજશ કહું કવિનકી આખી.

જાકે સ્મરતે સુખ પાઇએ, દુઃખ દરિદ્ર ક્ષણમેં નસાઇએ
વિઘ્ન વ્યાધિ ન રહે કણ હુ, હોય ધર્મ ઘટે કર્મ સબ હુ.
જો રસકો બ્રહ્માદિક ધાવે, જોગેશ્વરકું ધ્યાન ન આવે.
શેષ હું તાહાં સ્તુતિ કહાઇ, ભક્તનકે આધીન સદાઇ.
તાકી લીલા ગુણ વિસ્તારૂં, ચર્ણકમલ ઉપર શિર ધારૂં.
ઓર કોન જો સંકટ ભંજે, જાગ રિપુ હોય કોઇ ન ગંજે.
મૃગ સંદેહ મેટન દુઃખ મોચન, ભયે કૃપાલ કમલ દલ લોચન.
સો રસ મતિ બુદ્ધિસે ગાઉં, ચર્ણ ચતુર્ભુજ ઇતનો પાઉં.
મૃગ કપોત કેસે હી ઉભારે, કેસે હરિ પારધી સંહારે?
કેસેકે હરી ભયે સહાઈ, સો રસ કહું સુનો ચિત્ત લાઇ.
ફુસી પ્રાણ અટલકે કીની, ગંગા જમુના સરસ્વતી ત્રિવેણી.
નિર્મલ ક્ષેત્ર બ્રહ્મ જલ વહાઇ, દરસે પરસે પાપ ન રહાઇ.

દોહા.

દર્શેતે સત જન્મકે, પરસે જન્મ સે ચાર;
ન્હાયે પાપ છુએ નહીં, ન હોય જન્મ હજાર.
ત્રિવેણી કે સ્નાનસે, દિવ્ય દેહ નર હોય;
તન છુટે હરિ પદ લહે, ભૂમિ જન્મ ના હોય.
ગંગા જમુના સરસ્વતી, હે સરિતા કે વેશ;
તીહુ તીન મિલી એક તન, બ્રહ્મા વિષ્ણુ મહેશ.
જ્યું વિરંચિતે સરસ્વતી, મહાદેવતેં ગંગ;
કૃષ્ણ કૃષ્ણ વિલાસિની, કાલિન્દી હરિ અંગ.
ગંગા જમુના સરસ્વતી, બ્રહ્મા વિષ્ણુ મહેશ;
યે ખટ તન મિલી એક તન, તીહુ તીન એક હી વેશ.
ઘર બેઠે હી ફલ લહે, જો કોઇ શકે ન જાય;
ગંગા જમુના સરસ્વતી, ત્રિવેણીમેં નહાય.

ચોપાઇ

ત્રિવેણી વર્ણન કીત લહીએ, ગ્સના એક કાહા લો કહીએ?
આગે કથા મૃગપીડ મોચનકી, સુનત પીડ હરે સબ તનકી

દોહો

ત્રિવેણીકે નિકટ હી, અરણ્ય ખડી ઉદાસ,
મૃગ કપોત વાસો વસે, સો ગુણ કરૂ પ્રકાશ

ચોપાઇ

અરણ્ય કઠિન ખડી ઉદાસી, વાહા મૃગ એક રહે વનવાસી
દૂવા તૃણ ચરે ઓર જીવે, ગ ગોદક જમુના જલ પીવે
નવ નારી વાહા બસે કુરગી, કો ગરએની સુવર્ણસ ગી
ક્રમ કાલ વનકી વ્રત જીવે, કાહુકો કછુ ખાય ન પીવે

શ્લોક

મૃગ મીન સજનીના તૃણ જલ વેહે તીવ્રતાના,
લોહો ભ્રકુટી ભમરની કારણે વેરી જગત

ચોપાઈ

ચર દૂર્વા ન્હા કરે બસેરા, કીનો આય પારધી ઘેરા
મૃગકી ચાલ પલકમે ઘેરી, લગી શિમર બહોત અબ મેરી

શ્લોક

પૂર્વે વ્યાઘ્ર પશ્ચિમે જ્વાલ માલા,
વામે વહ્નિ દક્ષિણે શ્વાન મેવચ,
પ્રાણ ગર્ભાદલ સ ગમ સ્વ બાલક,
સ્વ લીલા પોઠ ચિત વસત નીગત

ચોપાઇ.

પૂર્વ દિશા પ્રબલ વ્યાઘ્ર આઇ, પશ્ચિમ વાયુ દવકી બનાઇ.
દક્ષિણ દિશા શ્વાનસે રૂંધી, ઉત્તર રહ્યો આપ સર સાંધી.
વિલપે મૃગ ચહુદિશ જોવે, નિકસનકું કાંહાં માર્ગ ન પાવે.
પખ હો તો શિર ઉડ જાઉં, ધરા ફાટે તો માંહિ સમાઉં.
ચહુદિશ ભયો મૃગકું ઘેરો, તાંહાં એક વૃક્ષ વડ કેરો.
તા પર દોય કપોતા રહાઇ, વે પોકાર કર બાત કહાઇ.
સુનો રે મૃગ બડે કુલ સાયર, ધીરજ રાખો હો નહીં કાયર.
તુમ સીગરે મિલ મોપે આઓ, મેં શીખ દેઉં સો બુદ્ધ ઉપાઓ.
પરમેશ્વરકો સ્મરણ કર હો, રામકૃષ્ણ રસના ઉચ્ચર હો.
દેખો કર્તા કેસી કરે હે, મોહન અબ હી દુ:ખ હરે હે.

દોહો.

જગ વીતી વાતોં કહું, જો કછુ વસે ન ચિત્ત;
આપ વીતી વાતોં કહું; માનો ભાઇ પ્રતીત.

ચોપાઇ.

મેરે તન બીતી યહ વાતેં, કીનો આય યે પારધી ઘાતે.
સો હી કથા કહું સુન લીજે, થોરી સી મેરી બુદ્ધ કીજે.
એક દિન પારાધી આયો, મેરે ઉપર વિઘ્ન ઉપાયો.
દેખે ત્રિયા પુરૂષ હમ દોઉ, ત્રીજો પક્ષી અવર ન કોઉ.
ગગનમંડલ સીચાના છોડ્યો, નીચેતેં મો પર સર જોડ્યો.
પાપીને યહ ઘાત લગાઇ, કઠિન ભઈ કહું કહી ન જાઇ.

દોહા.

કહે કપોતા નારસે, દોઉ મરે નિદાન;
એકકું વિંધે પારાધી, એકકું ગ્રહે સીચાન.

નારી કહે કપોતકી, મોહે લગન દો બાણ;
પીછે તુમ ઉડ જાઇઓ, બચો કે ગ્રહે સીચાન.
કહે કપોતા નારસે, યે ઉલટી ગતિ ન્હોય;
નર પીછે નારી મરે, જન્મ અકારથ હોય.
ફિર નારી ઉત્તર કહે, તુમ મો પર તન આન;
એક બાણ દોઉ મરે, કો દુઃખ સહે નિદાન.
મમ તન આગે હોન દે, ત્રિયા તું પીછલ વલગ;
એક બાણ દોનુ મરે, કોઈ ન જાવે ભગ.
ઓર જીવમેં ધીરજ ધરી, હરિસે બાંધ્યો હેત;
કે તુમ રાખો સાંઈ હમ, કે મરના યેહી બેત.
પીછે ચિંતવન હરકો કીયો, તું બિન રહે ન લાજ;
મેરી રક્ષા કો કરે, ઈન અવસર વ્રજરાજ?
કીસ પોકારૂં કીસ કહું, કીસ શર્ણાંગત જાઉં?
તું બિન મેરે સાંઇઆ, લહું ન દુજી ઠાઉં.
તેરી મોહે પ્રતીત હે, નંદસુતન વ્રજરાજ;
તુમ હી રક્ષાકે પ્રભુ, પતીતપાવનકી લાજ.

ચોપાઇ.

જબ હમ મનમેં ધીરજ રાખી, હરિ કૃપાલ ભયે સુની સાખી.
સર્પ એક બંબીતેં ધાયો, પગમેં દોડી પારધી ખાયો.
ચમકયો બાણ હાથ તેં છૂટ્યો, સો પુનિ જાય સીચાનો ફૂટ્યો.
દોઉ પાપી એક ક્ષણમેં મારે, હરિ કૃપાલ હમ દોહુ ઉગારે.

દોહા.

શ્રી કૃષ્ણ નામ રટન રટો, દૂજો નાહીં ઉપાય;
સંકટ મોચન દુઃખ હરન, હરિ બિન કોન સહાય.

દીનબંધુ અશરણશરણ, સંકટ હરન સદાય;
હરિ હરિ હરિ રસના રટો, અબ હી વિઘ્ન નસાય
ગિરિ ગોવર્ધન કર ધર્યો, વ્રજરક્ષાકે કાજ;
ઈંદ્ર ગર્વ ક્ષણમેં હર્યો, સો હરિ રાખે લાજ.
ચંદ્રહાસકે હઠનકું, પરાક્રમ બહોત હી કીન;
વિષ પાવત વિષિયા દીઇ, સો હરિ નીકે ચીન.
હરિ જપો ધીરજ ધરો, સબ દુઃખ હોઈ હે બાદ;
નરહર નિકટ વસે સદા, સ્મરતે દેવે સાદ.
દૂર ન હે નેડે સદા, સ્થાવર જંગમ આદ;
અંતરજામી ઉર હે, જ્યું કાંસેમેં નાદ.
છાયા લોટી પેખીએ, જ્યું આવે હરિજન;
સાવચેત રહી ભક્તિસે, પરહરીએ વિઘ્નજન.

ચોપાઇ.

જબ મૃગ હરિ હરિ હરિ કર ભાખ્યો, કપોત રાખ્યો ચું મોએ રાખો.
ગુરૂ ઉપદેશ ભયો હે મોકું, કૃપાસિંધુ સમરૂં અબ તોકું.
ગુરૂ બિન વિદ્યા કોણ પઢાવે, ગુરૂ બિના પંથ કોણ બતાવે?
ભલો કપોત ભયો ગુરૂ મેરો, અબ મોપે ભયો સુગમકો ફેરો.
બડો પંથ સો મોએ બતાયો, હરિકો સ્મરણ મેરે મુખ આયો.

દોહા.

મારા ચાહે દૈવ જો, પતીતપાવન પીછે મારી;
ગુરૂ બિન જ્ઞાન નહીં સુઝે, યહ મેરી મતિ હારી.
તૃણ જલ ચરકે અરણ્યમેં, કાહુસે નહીં વેર;
ન્યાય નહીં યહ દેશમેં, પારધી કરતા કેર.

ચોપાઇ.

અહો નાથ પરમેશ્વર દેવતા, તુમ બિન કો રાખે મેરે પિતા.
પારધી માર્ગ ચહુદિશ રોકયો, હમને કાહુકો ખેત ન ખાયો.

વનમેં રહે અહોનિશ અંકે, કાહુસે કછુ વેર ન વકે.
નિત્ય પ્રતિ કુછ ઘડે ન ભંજે, યે પાપીકી ઘાત ન ગંજે.

દોહા.

જા દિન તેં ઉત્પત્તિ ભઇ, વિધિને રચ્યો જો ભાગ્ય,
જાકો આહાર હે કીયો, સો હી ઉઠ નિત ખાય
તૃણ પક્ષી પશુ જો ચરે, ઉનકો યેહી આહાર,
માંસાહારી માંસ બિન, લંઘે વાસર ચાર.
મેને પ્રમોદ તોકું દીયો, તે કછું લહ્યો ન મર્મ;
પશુ વા નર સમતુલ હે, આપત આયે ધર્મ.

શ્લોક.

કામાર્થીણાં કુતો લજ્જા નિર્ધનસ્ય કુતો ક્રિયા ?
સુરાપાને કુતો શોચઃ માસાહારે કુતા દયા ?

દોહા

જ્યું નાહર યું પારધી, દયા નહી દિલ વાસ,
સદા કાળ ઉદ્યમ યહી, આહારકે કર્મ ત્રાસ
ધર્મે જય સબકો કહે, પાપે ક્ષય કહાય;
પાપી પાપ ન મુચ્ય હી, ધર્મી ધર્મ સાહાય
જબ હી દેખું પ્રતીત મે, ધર્મીકી હરિ નિધ;
મેરો સંકટ દૂર હોય, તો તુજ કહીએ સિદ્ધ

ચોપાઇ

નમો મચ્છ કચ્છ વારાહ, નમો નૃસિંહ અસુરદલ દાહ.
નમો,પરાક્રમ જલ વન પાવન, નમો પદરજ કલિજુગ જીવન
ફરસરામ બંધુ અવતારી, તાત હુકમસે માતા મારી.
તબહી પલકમેં ફેર જીવાઇ, મોપે પરાક્રમ કહ્યો ન જાઇ.

સીગરી ધરા નક્ષત્રી કીની, વાર એકીસ વિપ્રનકું દીની.
સમરૂં રામ જાનકી લક્ષ્મણ, વાકો નામ જગમેં વિલક્ષણ.
જપહુ પદપંકજ પાઉં, મેરે સંકટ દૂર નસાઉં.
સરા સેતુ સાયર જગ બંધ્યો, અસુર નરેશ વશ દશકંધો.
છત્ર વિભિષણકે શિર દીનો, અવિચલ રાજ લંકકો કીનો.
શલ્યા અહલ્યા ગૌતમ નારી, ચર્ણ છુવત વૈકુંઠ સિધારી.
સુવા પઢાવત ગુણિકા તારી, સો રઘુનાથ મોએ સહાય કરાઇ.
અષ્ટમે પ્રભુ અવતાર કહાયો, શંકર્ષણ સો નામ ધરાયો.
ઉદર દેવકી ગર્ભ નસાયો, એસો આકર્ષણ ઉર આયો.
બળીભદ્ર નામ અતિ હી બલી, હલધર નામ સુશલ હલી.
રેવતી રમણ રામકી કલા, જીનકી જમુના હલકી તલા.
બુદ્ધ રૂપ પ્રભુ દયા ઉપાઈ, અશ્વમેધકો યજ્ઞ મિટાઇ.
એસા જીવ ધર્મ વિસ્તરાઇ, ન છાંડે હજુ પરાક્રમ કરાઈ.
દશમે રૂપ અવતાર કલંકી, તુમ મેટો મેરી દિશા બંકી.
કર અહેતે નિકસન પાઉં, તું બિન ઓર કોનકું ધાઉં ?

દોહો.

મચ્છ કચ્છ વારાહ ઓર, નૃસિંહ તીનું નામ;
બુદ્ધ કલંકી રૂપ દશા, એક કૃષ્ણ જગ ધામ.

ચોપાઇ.

એક કૃષ્ણ સબનકું બંદન, એક કૃષ્ણ વસુદેવકે નંદન.
એક કૃષ્ણ તુમ અંતરજામી, એક કૃષ્ણ ગરૂડકે ગામી.
એક કૃષ્ણ કમલા અભિરામી, એક કૃષ્ણ હમ ઉપર સ્વામી.
એક કૃષ્ણ બિન અવર ન કોઇ, એક કૃષ્ણ જલ થલ ઘટ સોઇ.
એક કૃષ્ણ કૃષ્ણ મૃગ ધાવે, કૃષ્ણ બિના મોએ કોણ છોડાવે ?
.ચચન કુરંગકો સુનને પાયો, અંતરજામી ખેલ દિખાયો.

હરિકી લીલા લહે ન કોઇ, જો કછુ ચાહે સો સબ હોઇ.
વ્યાઘ્ર થા સો નાહર ખાયો, પ્રબલ પવન દવ ફંદ જલાયો.

દોહા.

મૃગપંથ નિર્ભય ભયો, એમે દીનદયાલ;
ભક્તન રક્ષા પેખીએ, બીત ગયો ખ્યાલ
કીત વ્યાઘ્ર કીત પારધી, કીત પાવક કીત શ્વાન;
કોઉ દૃષ્ટ ન દેખીએ, સ્વપ્નાંતર સો જાન
જય જય હો ત્રિલોકપતિ, સંકટ હરન દયાલ;
નારાયણ દયા કરી, બીત ગયો સબ ખ્યાલ
કો ગત લહે દયાલકી, ગુંગા ગ્રંથ પઠંત;
અંધા આંખે સુઝ હી, પાંગુ પાય ચલંત;

શ્લોક.

મૂકં કરોતિ વાચાલં પંગુ લંઘયતે ગિરિમ્;
યત્કૃપા ત્વમહં વંદે પરમાનંદ માધવમ્.

દોહો.

ભિખીતેં ગિરિવર કરે, ભિંખી ગિરિવર તુલ્ય;
તૃણુકા વજ્ર કરે હરિ, વજ્ર તૃણુકે તુલ્ય.

ચોપાઇ.

કહે કપોત સુન રે મૃગ ભાઇ, મેં શીખ દેઇ મો આગે આઇ.
જો સંકટમેં હરિકું ધાવે, વે પ્રાણી દુઃખ કબહુ ન પાવે.
જો તું સ્મરણુતેં સુખ પાયો, જગધારી આંહીં ચલ આયો.
સુર નર નાગ અવર પશુ પક્ષી, શર્ણું આયો તિનકી પત રક્ખી.
નિરાધાર આધાર ન જાકે, કૃપા કૃષ્ણુ કોણુ ડર વાકે ?
શેષ કહું સર્વન ચિત્ત દીજે, લીલા લલિત સુનત અઘ છીજે.

નાગપાસ જલમેં ગજ બંધ્યો, ચારો ચર્ણ હલોહલ સંધ્યો.
આહા કરી વચન પોકાર્યો, તબહી ચક્ર સુદર્શન ડાયો.
સંકટ તબ હી દૂર નસાયો, પલક એકમેં સંકટ કાપ્યો.
જલ ભીતરતેં બહાર આયો, દીયો વૈમાન વૈકુંઠ પઠાયો.
અમરીષકો શ્રાપ નિવાર્યો, દશ અવતાર આપનો ધારો.
હાહા કરી આધીન તબ ભાખ્યો, કાહુ દેવ નહીં શર્ણે રાખ્યો.
અંતરીક્ષ તું મોહેપે આયો, તુમે રખી વૈકુંઠ પઠાયો.
હરત ચીર દ્રૌપદી પોકારી, કાઢે વસ્ત્ર અનેક પ્રકારી.
દુઃશાસન અપનો ગર્વ ખોયો, સાધુ સતી દૃષ્ટે હરિ જોયો.
કૌરવ લાખાગ્રહ પ્રજાર્યો, સંતજન હિત સબીકો ઉગાર્યો.
પાપી પાપ કૌરવ કુલ ખોયો, કુંતાસુત સારથી સોહાયો.
એસી કાંહાં કાંહાંકી કહીએ, હરિકી માયા પાર ન લહીએ.
મનસા વાચા કર્મ કરી ભાવે, યે તનકું વિઘ્ન ન આવે.
જો મન ચિત્તસે ભજે ગોપાલા, તાસે કૃપા કરે કૃપાલા.

દોહા.

મૃગ કપોત કેરી કથા, પઢે સુને નર જેહ;
સુખ સંપત્તિ આનંદ લહે, સંકટ સહે ન તેહ.
બંધીખાનું વાકું ટલે, દુઃખ દે સકે ન કોય;
મૃગ કપોત જ્યું સુખ લહે, સબ સુખ પાવે સોય.
અરણ્ય દેશ વિદેશમેં, નર નાહર દુઃખ નાહીં;
સર્પ અગ્નિ જલ થલ કહું, નહીં ઉપદ્રવ તાંહીં.
સ્મરણ અરિ સંકટ હરન, હરિ જપો કલિ આજ;
ચતુર્ભુજ ચર્ણકમલ ભજો, એક પંથ દો કાજ.

---

## રાગની સાખી.

### પ્રભાત.

દીપજ્યોત ઝાંખી થઇ, સૂકો સુખ તંબોલ;
ગોપી ચાલ્યાં પાણીલાં, ક્યાં સોયે નંદકિશોર ?

### મલાર.

મોર તારા પીછડાં, તલ તલ ચીતર્યાં જાય;
નાનપણુ લાડ લડાવીયા, પછી વન વન વીખર્યાં જાય

### ધન્યાશ્રી.

ધન્ય ધન્ય રાગ ધન્યાશ્રી, ધન્ય ધન્ય ગોકુળ ગામ;
ધન્ય માતા દેવકી જેણે, જન્મ્યા શ્રી ભગવાન.

### કાન્હરો.

રાગકો પતિ કાન્હરો, તારકો પતિ ચંદ;
ધરતીકો પતિ ઇંદ્ર ઓર, ગોપી પતિ ગોવિંદ.

### કહાલેગ.

તુલસી રેખા કર્મકી, મિટા સકે નહીં રામ;
મિટે તો કયા બેર હે, સમજી કીયોહે કામ.
રાવણ પર રઘુવીર ચઢે, કપિદલ ઉતરે તીર;
રાજ દીયો વિભિષણકું પ્રભુ, જે જે જે રઘુવીર.

### સામેરી.

સામેરી સાયર ઉલટ્યો, રત્ન તણાયાં જાય;
કર્મહીણો ભરે સુઠડી, શંખલે હાથ ભરાય.
સામેરી તુજની માય રી, મધરાતે કેમ રોઇ ?
બાળપણાના કૃષ્ણજી, મને આવ્યા સ્વપ્ના માંહિ.

સામેરી સોનાં સાવટે, ઉભી માણુકચોક;
હું તુને પૂછું ગોરડી, તારે છુરી ભલી કે શોક્ય ?
શોક્ય કરત છુરી ભલી, ઓર ભલો પરદેશ;
નણુદલ કેરે બોલડે, ક્ષણુ ક્ષણુ દાઝે દેહ.
એક સામેરી બીજો સામરો, ત્રીજું નારાયણુ નામ;
ચોથું વ્રત એકાદશી, પાંચમું ગંગા સ્નાન.

મારૂ.

મારૂ તારા દેશમાં, નિપજ્યાં ત્રણુ રતન;
એક ઢોલો દૂજી મારૂડી, ત્રીજો રંગ કોસંબ.
મારૂ મસ્તક એડલું, પગ દાઝે પથ દૂર;
હજુ ન આવ્યો મેહુલો, નદીએ નાવ્યાં પૂર.
મારૂ મારૂડી ઝુમીયાં, લવિંગ લાકડીએ;
મારૂને મારૂડીએ મારીયા, ફુલની પાંખડીએ.
મારૂડીને મન ઢોલો વ્હાલો, ગોકુળ વ્હાલા કાન્હ;
ઇશ્વર વ્હાલાં પાર્વતી, સીતા વ્હાલા રામ.
પાકી રાયણુ ખેરડી, જેવાં પાકાં બોર;
હેઠે બાંધું હીંચકો, નયને ખેંચું દોર.

કલ્યાણુ.

દેવ સૂર્ય ને ચંદ્રમા, ધરતી ને આસમાન;
દર્શન કરવા ભગવાનનાં, પાંચ વડા દરવાન.
કલ્યાણુ કલ્યાણુ સબકો કહે, કબુ ન હોય કલ્યાણુ;
ગોકુલકી ગોવાલણી, જપતી રાગ કલ્યાણુ
ગોડી તો અબ બીત ગઇ, જબ આથમીયો ભાણુ;
વા પીછે ઘડી દો ભઇ, પ્રગટ્યો રાગ કલ્યાણુ.
સસ તાડકા છેદકે, હણે વાલી બડ વીર;
રાજ દીયો સુગ્રીવકું, જે જે શ્રી રઘુવીર.

મુરદેકું હરિ દેતહે, કપડ લાકડી અંત;
જીવત નર ચિંતા કરે, ભૂલ બડો ભગવંત

સોરઠ.

સોરઠ સગુણો માનવી, તેસું કીજે વ્યવહાર;
નક્ફટ હોયે માનવી, તેને ઉભા ઉભા જુહાર
ડુંગર વાંકી ખોયણી, નદી વાંકી વહેણુ;
પુરૂષ વાંકી પાઘડી, નારી વાકી નેણુ.
રાગણી મીઠી સોરઠી, કણુસલે મીઠી જુવાર;
દર્શને મીઠા કૃષ્ણજી, રણુ મીઠી તલવાર
ગોવિંદ તારી વાટડી, જોતા વારંવાર;
હજુ ન આવ્યા નાથજી, નેણે વહે જળધાર.
આવતા આવતાં દિન ગયા, માસ ગયા અનેક;
ગણતાં ગણતાં થઇ રહી, આગળીઆળી દેહ
સોરઠ કેમ દુબળો થયો, લીધો જોગણુ વેશ;
ઘેર સાબુ સોંઘો ઘણો, નીર ઘણા તુજ દેશ.
જોબન તું કેમ શોભીયું, થયો અમારો વિદેશ;
વિણુ સાબુ વિણુ પાણીએ, મારા ઉજળા કીધા કેશ
ડમ ડમ વાજે ડમરૂ, ઉભા તપસ્વી દ્વાર;
ભીખ દો રાણી સોરઠી, મારે સંગ ચાલ્યો કેદાર.
સોરઠ નવ સર્જ્યો સુડો, ન ચઢ્યો ગિરિ ગિરનારઃ
ન ન્હાયો ગંગા ગોમતી, એળે ગયો અવતાર
પ્રીતિ એસી કીજીએ, જેસો ટંકણુખાર
આપ રીઝે પર રીઝવે, ભાંગ્યાં સાંધે હાર
સોરઠ તુજને પરખી મેં, સાત સાહેલીમાંહિ
જેમ ઝબુકે વિજળી, ઝમકારાં આભમાંહિ

કેદારો.

કેદારો જન કીજીએ, સુખથી જપીએ ગામ,
અવર રાગ સહુ દેવતા, કેદારો ભગવાન
કેદારો કુમકુમ લવે, મોર લવે મલાર;
તું શું લવે ભુંડી વાઝણી, પુત્ર ન લખ્યા લલાટ
કેદારો તબ કીજીએ, આધી રાત જબ જાય,
મેં સોઈ ભર નિંદમેં, કોણ સુઘડ નર ગાય?
કેદારો જન કીજીએ, કેદારો સુલતાન,
ભક્તિ ડૂબે અભિમાનસે, ગુણિકા ચઢે વિમાન
જો સુખ હે હરિનામમે, છત્રપતિકો નહીં હોય;
હરિ હેતકે કારણે, શંકર જોગ વીહાય
શંકર જોગ વીહાયકે, ભોજન પ્રવેશ હોય;
બાવા નંદકે આંગણે, માખન માગત મોય.
માખન ખાયો ચોરકે, મો હી લાગ્યો ઠોર,
ગિરિ ગોવર્ધન કર ધર્યો, મો માખનકો જોર
ચંદનકી ટુકડી ભલી, કાહા બાવલકો રાન?
હરિજનકી ઝુંપડી ભલી, કાહા છાકટકો ગાવ?
ખબરદાર નિશાચરી, સોયે સીયા બડ બીર,
પંચવટી પાવન કરી, જે જે શ્રી રઘુવીર

